સ્વ. કાશી સ્મારક ગ્રંથમાળા

યોજના-૧. વર્ષ-૧.

પુસ્તક-૪. ઇ.સ. ૧૯૨૮



# દેવોને ખુલ્લા પત્રો!

લેખક અને પ્રકાશક:

**જહુરાય ડી. ખંધેડીઆ**

જન્મભૂમી બીલ્ડીંગ

ખેતવાડી મેઇન રોડ

**મુંબઇ નં. ૪**

પહેલી આવૃત્તિ } શ્રાવણ, ૧૯૮૪ { મૂલ્ય: કલોથ રૂ. ૧।

પ્રત ૧૦૦૦ } ઓગસ્ટ, ૧૯૨૮ { વી.પી. ટ.ખ. સાથે

# અનુક્રમણિકા



મુદ્રક, મુદ્રણસ્થાન :
**કેશવ હ. શેઠ**
ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચાર રસ્તા, **અમદાવાદ**

# પ્રસ્તાવના

કોઇ કહેશે: "ખુલ્લા પત્રો અને તે ય વળી દેવોને ઉદ્દેશીને લખાયલા, એ તે વળી શું? એની શી જરૂર? એથી શો લાભ? લાભ હોય તો ય દેવોને પૂછવા માટે આપણો અધિકાર શો?" વગેરે. પશ્ચિમના બુદ્ધિવાદમાં આવા પ્રશ્નો ઉપસ્થિત ન થાત. પરંતુ જે દેશમાં શ્રદ્ધાવાદનું સામ્રાજ્ય છે તે હિંદ દેશમાં આવા પ્રશ્નો ઉઠે એ સાહજીક છે. કોઇને કુતુહલ થશે, કોઇને આશ્ચર્ય લાગશે, કોઇને રોષ ચઢશે, કોઇને આ મૂર્ખાઇપર હસવું આવશે! આ પુસ્તક પ્રગટ થયા પછી એટલા બધા મતો ઉભા થવાનો સંભવ છે કે કદાચ તેનું એક નાનકડું પ્રદર્શન ભરી શકાશે! સંભવોનો આ સટ્ટો ખેલવા માટે ય કારણો છે અને તે એ કે જ્યારે આ પત્રો એક માસિકમાં પ્રગટ થતા હતા ત્યારે એક વર્ગે તે વધાવી લીધા હતા, બીજા વર્ગે તેના ઉતારા કીધા હતા અને ત્રીજે વર્ગ તે માસિકની ઓફિસમાં મીઠા ઠપકા આપવા આવેલ! આમ, પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાઇ ચુકયાં હતાં!

આ પુસ્તકને લીધે મતોનો ખળભળાટ થાઓ કે ન થાઓ—ખળભળાટ જગાવવા કે કોઇની પણ ધાર્મિક લાગણી દુ:ખવવાના હેતુથી આ પત્રો લખાયલા નથી જ. મારે તો ઉપલા પ્રશ્નોનું નિરાકરણ અંહિ કરવું જોઇએ અને સમાજમાં થનારી શંકા કુશંકાઓ કે તેમના તર્ક વિતર્કોને દૂર કરવાની મારી ફરજ અદા કરવી જોઇએ.

## શી જરૂર ?

આ પ્રશ્નનો પહેલો નિકાલ કરીએ. ખરી વાત છે કે આ સ્વાર્થી જગતમાં કોઇપણ કાર્ય, કારણ વગર સંભવતું નથી. કોઇપણ યત્ન જરૂર પડયા વગર થતો નથી. પણ જરૂર પડયા વગર, સ્વાર્થ વગર, એક માણસને અમુક કાળે પોતાનો કંઇક ધર્મ લાગે અને તે બજાવી છૂટે એવા બનાવો જવલ્લે જ બને છે. મારો આ પ્રયત્ન આ જાતનો છે. દેવોને ખૂલ્લા પત્રો લખવાની જરૂર પડી છે કે નહિ તે જોવાની જરૂર ન જોતાં, મને એક કાળે લાગ્યું—ગાંધીજીની ભાષામાં કહીએ તો આત્મામાંથી નાદ આવ્યો— કે " દુનીઆમાં માનવોની અનેક નિષ્ફળતાઓમાં માનવોની પોતાની નબળાઇઓ જેટલો જ દેવી તત્ત્વોનો પણ હાથ છે જ અને તેઓ પણ સરખા જ જવાબદાર છે, તો તેમને કોણ પૂછે ? " આ વિચારની સાથે જ તેની સાબીતીમાં અનેક પુરાવા મળ્યા, તેના દાખલા આપુઃ—

**यत्ने कृते यद्यपि कार्यसिद्धि र्न भवति ।**

તો પછી તેમાં દેવોનો જ દોષ છે એમ નીતિશાસ્ત્રો કહે છે. લોકોક્તિ છે કે 'ધાર્યું ધણીનું થાય; ઇશ્વરની ઇચ્છા વગર પાન પણ હાલતું નથી' જે બતાવે છે કે માણસ એક ધારણા કરી હોય અને તેની પાછળ તે ખંતથી મંડયો હોય છતાં જો તે નિષ્ફળ જાય તો તે "ધણીની ધારણા"ને જ લીધે. વેપારી જગતમાં, વીમાની પોલીસીઓમાં કે સ્ટીમરોની ચાર્ટર પાર્ટીમાં પણ 'દેવ પ્રકોપ'ની એક ખાસ શરત નાંખવામાં આવે છે. ગુજરાતની છેલ્લી ભયંકર રેલ એ કોઇ માણસનો અપરાધ નથી પરંતુ એ ભયંકર હત્યાકાંડ માટે દેવો યાને કોપિત થયેલા પંચમહાભૂતો જ જવાબદાર છે. અને "દેવોને કોપ થાય ખરો ? કોપ થાય તે દેવ કહેવાય ખરો ?" આવી શંકાઓ એક પીડાયલા આત્માને થાય તો પછી દેવોને ખૂલ્લા પત્રો ન લખે તો તે પામર જીવ બીજું શું કરી શકે તેમ છે ? અનેક ધરની કંપો,

જ્વાળામુખી ફાટવા, સાગર ઉછળવા, વીજળી પડવી, રેલ આવવી, દાવાનળ લાગવા એ બધું દેવોના પ્રાણીમેધયજ્ઞ નથી તો બીજું શું છે ? પ્રાણીઓના ભલા માટે હશે; તેમના અપરાધોની સજા માટે હશે; બધું મંજુર છે, પરંતુ શું એક પણ નિર્દોષ તેમાં માર્યો જતો નથી ? એ હત્યાકાંડોમાં કીડીની માફક મારી જતી ગાય-માતાઓનાંયે પાપો હોય છે ખરાં ? માની લ્યો કે દરેક જીવ પાપી છે તો દેવો ક્ષમાશીલ છે તેવું પણ આપણે જે માનીએ છીએ, મરતી વખતના એક જ ઇશ્વરનામ ઉચ્ચારથી બધાં પાપોની માફી મળે છે એવું જે આપણે માનીએ છીએ તેમાં જણાતી દેવોની ઉદાર મનોદશા, ક્ષમાશીલતા, આવા હત્યાકાંડ વખતે કયાં સુકાઈ જાય છે ? કોઈ કવિએ સાચુંજ કહ્યું છે કેઃ—

આ કળીકાળમાં દેવો

ખરેખર ડુંગરે જ ગયા છે.

તેમનું દેવત્વ હરાઈ ગયું છે. કેમ જાણે આ કળજુગ તે ઉન્હાળો હોય તેમ તે વખતમાં જેમ અંગ્રેજો હવા ખાવા શીતળ ટેકરીપર જાય છે તેમ દેવો પણ સતજુગ, દ્વાપર, ત્રેતા વગેરે યુગોમાં રાજ્યો કરી લીધા પછી એ ઘડી આરામ લેવા ડુંગરપર ગયા હોય !

સર્વશક્તિમાન આદ્યશક્તિએ જ્યારે મનુષ્યલોક ઘડયો ત્યારે દેવોને પ્રાણીસમાજપર રાજ્ય ચલાવવા જુદી જુદી ફરજો સોંપી. એ દેવો જ્યાં સુધી પોતપોતાની ફરજો પાળે છે ત્યાં સુધી રામરાજ્ય છે, પરંતુ જ્યારે એ ફરજો ચૂકે છે અથવા તેનો અતિરેક કરે છે ત્યારે એ દેવશાસન એક જુલ્મી નોકરશાહી યાને દેવશાહી બનીને ઉભી રહે છે. તેમના પ્રકોપોને લીધે માનવોને પીડા વધી પડે ત્યારે માનવો અવાજ ઉંચો ન કરે તો બીજું શું કરી શકે તેમ છે ? દેવોએ બીજી શક્તિ પણ આપી નથી કે જેથી એ દેવોને તે બતાવી શકાય ! બહુ બહુ તો આત્મા—જે દેવોનો જ અંશ છે તે—કકળી

ઉઠે છે. મારો આત્મા પણ એમ જ કકળ્યો. દશ વર્ષ ઉકળ્યો અને તેનું પરિણામ તે આ પત્રો. આ દેવોને પત્રો નથી પણ આત્માનો કકળાટ છે. એક બાળકનું વડીલો અને પૂજ્યો પાસે રૂદન છે.

### મારો અધિકાર

આ છેલ્લા વાક્યમાં મારો અધિકાર જણાઇ આવે છે. અકબરને "દુનીઆમાં સૌથી મોટું કોણ ?" એનો જવાબ આપતાં બીરબલે એક બાળકપર આંગળી ચીંધી હતી, અને એ જ બાળકે અકબરની મૂછો તાણી બતાવી હતી ! સિંહ જેવાં કે રાક્ષસ જેવાં પ્રાણીઓ પણ બાળકની ચીસો પાસે હાથ જોડે છે. બાળકના રૂદન પાસે જગત્ તૃણવત્ છે. હુંયે એક બાળક છું—પામરજીવ છું અને દેવો પાસે લાડ કરી તેમને વિચિત્ર સવાલો પુછવાનો દરેક હકક ધરાવું છું. આ પત્રો એ પૂજ્ય દેવોને આ પ્રમાણે બાળક ભાવે જ લખાયલા છે અને નહિ કે નાસ્તિકતાને લીધે.

### હું નાસ્તિક નથી

કારણ કે દેવી મહાલક્ષ્મીનો હું પૂજક છું. દેવી મહાલક્ષ્મીના ચમત્કાર મારી જીંદગીમાં મેં અનુભવ્યા છે અને તેમના ચરણમાં મેં મારૂં જીવન અર્પી દીધું છે. આમ છતાં તે ઇષ્ટદેવીને તેમજ અન્ય દેવોને મેં પત્રો લખીને પ્રશ્નો પૂછ્યા છે તે ફરીવાર કહું છું કે પૂજ્યભાવે.

### અન્ય હેતુઓ

આ પુસ્તકમાંના પત્રોમાં પ્રધાન સ્થાન અલબત્ત આત્માના કકળાટને છે, છતાં તે સાથે ગૌણ હેતુઓ પણ છે:—

૧) નવીન સાહિત્ય સર્જવાનો

૨) હાસ્ય અને કટાક્ષ રજુ કરવાનો

૩) જગતને કટાક્ષદ્વારા કંઇક બોધ આપવાનો

પહેલો અને બીજો હેતુ સધાયો છે કે નહિ તે તો વિદ્વાનવર્ગે નક્કી કરવાનું છે. ત્રીજા હેતુ વિષે કંઇક સ્પષ્ટીકરણ કરૂં.

આ પત્રોમાં બે અતિશયતાઓ એક એકની દૃષ્ટિએ રજુ કરી મેં તો માત્ર તટસ્થવૃત્તિ જ જાળવી છે. એ બે અતિશયતાઓ તે એક બાજુ પુરાણોનાં ગપ્પાં ( Mythology ) અને બીજી બાજુ પશ્ચિમના ( Materialism ) જડવાદની દૃષ્ટિએ પુરાણો-માંનો ભક્તિવાદ કેવો લાગે અને ભક્તિવાદની દ્રષ્ટિએ જડવાદ કેવો લાગે છે તે જ મેં કટાક્ષદ્વારા રજુ કરવા પ્રયત્ન કર્યો છે અને મારો અંગત મત અલગ રાખ્યો છે. દાખલા તરીકે શંકર ભગવાનનું ચિત્ર જોઇ જડવાદ કહે છે કે: " તમે ત્યાંથી ખસી જાઓ અને ગંગાજીને પત્થરપર પડવા દ્યો તો એક મોટી હાઇડ્રોલીક વીજળીક પાવર કંપની ઉભી કરી શકાય ! જડવાદને તે ચિત્રમાંથી શ્રદ્ધા જરાય સુઝતી નથી તેમજ ભકિતવાદ પણ જેમાં કલાનું નામ નથી હોતું, જેમાં દૈવીતત્વ જરા પણ મૂર્તિમંત નથી થતું એવાં ચિત્રો જાપાનનાં કારખાનાંઓમાં છપાવા દે છે, વેચાવા દે છે, પગનીચે છુંદાવા દે છે ! પુરાણોમાં પણ સત્ય છે પરંતુ તે ગપ્પાંની અંદર વીંટાયલું છે જે માત્ર શ્રદ્ધા જ પારખી શકે છે ; જડવાદમાં પણ કંઇક છે અને તે બેઘડી અંધશ્રદ્ધા બાજુએ મુકી કોઇ પણ વસ્તુ, વિચાર કે પ્રથાને જરા બુદ્ધિની કસોટીએ તોળી જોવાનું.

એ બન્ને વાદોમાં દોષો છે અને ગુણો છે, ખુબીઓ છે અને ખામીઓ છે અને એક અંગ્રેજી કવિના કથન પ્રમાણે

" Virtue is the mean between two extrems." સદ્દગુણ એ બે છેડાઓ વચ્ચેના મધ્યબિંદુપર કાયમ હોવાથી જગતે એ બન્નેમાંથી સાર સાર ગ્રહણ કરવાનો છે. આ પત્રો લખીને જગતની એ બધી જુદી બાજીઓપર કટાક્ષ કરવામાં ઉંડે ઉંડે

મારો એક જ હેતુ ઉપર જણાવ્યો તે જ છે અને તે બોધ જગતે લેવો કે ન લેવો તે જગતે જોવાનું છે મારે તો
**कर्मण्ये वाधिकारस्ते**

છેલ્લી એક વાતઃ જે માસિકમાં આમાંના ૧૧ પત્રો પ્રગટ થયેલા તે માસિકના તંત્રીનો એના પ્રકાશન માટે હું જેટલો આભારી છું તેટલા જ, એક પૈસાના પણ લાભ વગર નિઃસ્વાર્થભાવે આ પત્રો મેં તેમને લખી આપ્યા તે માટે તેના તંત્રી મારા આભારી હોવાથી તેમનો આભાર માનવાનો દંભ હું અંહીઆં નથી કરતો ! આવી નિઃસ્વાર્થ સેવા છતાં ૧૧ મા પત્રપર મને અને તંત્રીને મત-ભેદ પડયો અને તેથી જ બાકીના બે પત્રો પ્રગટ કરવા માટે મેં તે માસિકમાં ન આપ્યા.

જન્માષ્ટમી બીલ્ડીંગ,
ખેતવાડી મેઇન રોડ,
મુંબઈ નં. ૪

લી. સેવક,
જદુરાય ડી. ખંધડીઆ

મારા વ્હાલા વડીલ બંધુ



**સ્વ. મુકુંદરાય ખંધડીઆ**

જન્મ, ૧૯૫૪ અવસાન, ૧૯૭૭

જેને મારી પાસેથી દેવાએ ઝુંટવી લીધા છે,

જેણે "જેવી પ્રભુ ઇચ્છા"ની વેદિપર

આત્મભોગ આપ્યો છે.

તે બંધુને

તેમના આત્માની શાંતિ અર્થે

**અર્પણ.**

દેવો ભલે આ તર્પણ તેમને પહોંચાડે

કે ન પહોંચાડે.

**જ. દુ. ખંધડીઆ**

૧૪૨૯૮

મા, આદ્યશક્તિને

પત્ર ૧ લો

'એમ્એ' બીલ્ડીંગ, 'હિંદુસ્થાન' રોડ,
( કલકત્તાની સામેના મકાનમાં )
મુ. એશિયા—આફ્રીકા થઈને ( જીલ્લો જગત )
તા...................

આ પામર જીવાત્માનાં આપને કોટિ કોટિ વંદન !

મા ! મહાદેવી માતા ! આપનો **આ** બાળક આજ મોટો થયા પછી, તમારી દીધેલી સાન આવ્યા પછી, આપને કંઈક પૂછવા ઈચ્છા કરે છે તો **રજા** આપશો ?

**દૈવી શક્તિને** પૂછનાર અનધિકારી **પામર** જીવાત્માઓ માટે શાસ્ત્રવેત્તાઓ વિધાન કરી ગયા, **शंकाशीलात्मा विनश्यते.** આ સાચું હોય અને આ ખુલ્લો પત્ર જો શંકા થકી જ ઉપસ્થિત થયેલો આપને લાગતો હોય તો, માતા, એવાં ક્યાંથી ધન્યભાગ્ય કે આ કહેવાતા શંકાશીલ '**આત્માનો વિનાશ**' ( ! ) થાય !

વિનાશને ધન્યભાગ્ય માનનાર આ **આત્મા** અને એવા **અનેક** આત્માઓને જીવનપર **આટલા** નિરાશ, 'મનખ્યાદેહ' પર આટલા નિરસ્કારપૂર્ણ થવાનું કારણ હિંદી અને હિંદુ જીવન છે. મા, અમારી દ્રષ્ટિએ જોજો, અમારૂં જીવન જીવી **જોજો** અને પછી અમને સજા કરજો.

મા, તમે અને તમારા અમલદાર દેવોએ અમારૂં જીવન જ એવું ઘડ્યું કે આજે હવે અમારે તમને પૂછવા વારો આવે છે. તમારા સૃષ્ટિસૃજન વિષે શંકા ( જો તે શંકા હોય તો ) ઉઠાવવા વારો આવે છે.

ગપ્પા પુરાણના શાસ્ત્રવેત્તા તો કહે છેઃ 'તમે કાનના મેલ-માંથી સૃષ્ટિ રચી...બ્રહ્મા ( અને બ્રાહ્મણો ) મસ્તકમાંથી ઉત્પન્ન

કર્યાં... ! ક્ષત્રિયો ( કોઇ ક્ષત્રિય દેવ નથી ) ભૂજામાંથી ઉત્પન્ન કર્યાં...અને વિષ્ણુ ( વૈસ્યો ) સાથળમાંથી પેદા કરી છેવટ ચરણ-કમળમાંથી શુદ્રો ઉત્પન્ન કર્યા. ' ! મા, બ્રાહ્મણો અમને આવું શીખવ છે તે શું સાચું છે ?

પણ ના, તમારી આજ્ઞા–ગીતાસમા વેદામાં તમે પોતે જ જાહેર કર્યું છે: ' **एकोहम बहुस्याम्** ' સૃષ્ટિના મંડાણ પહેલાં તમે અનાદિ એક હતાં, છો અને અનંતકાળ રહેવાનાં. તમે એક હતાં અને તમે બહુ થવા ઇચ્છા કરી. તમે સાગર હતાં ને તમે તરંગો ઉછાળવા ઇચ્છા કરી. હવે તમે જ અમને કહો કે જીવોની ઇચ્છાથી કંઈ તમે જીવોને પેદા કર્યા છે ખરા ?

તમે આપેલી બુદ્ધિથી જ સૃષ્ટિના મૂળ સર્જનનો કોયડો અમે તો આમ ઉકેલીએ છીએ. તમે મૂળ હતાં. તમને જ બહુ થવા ઇચ્છા થઈ. તમે જ જીવાત્માઓને પેદા કર્યા એટલે કે તમારામાંથી અમારા જેવા અણુઓને તમે પરાણે જુદા પાડયા. અમે તો તમા-રામાં જ હતા–ભળેલા હતા–હજીયે ભળવું છે, પરંતુ તમે સર્જેલાં કર્મનાં બંધનો હવે અમને તેમ કરતાં અટકાવે છે. તમને પામવા, અસલ માબાપને ઘેર પાછા આવતાં, મૂળ વતન જતાં, અમને આમ અટકાવવાનું કારણ ?

તમે **પ્રથમ** અમને જુદા પાડયા ત્યારે અમારે પુર્વભવ હતો જ નહિ—ત્યાં પૂર્વભવનાં કર્મબંધનો કયાંથી આવ્યાં ? કર્મબંધનો ન્હોતાં. પછી તમે જ કર્મો કરાવ્યાં. અમે તો પામર જીવો. તમે સર્વશક્તિમાન. તમારી ઇચ્છા વગર જ્યાં પાંદડું પણ ન હાલે ત્યાં કંઈપણ કર્મ કરવા અમારૂં હાથનું રૂંવાડું તો ફરકીયે શાનું શકે ? અશકતો પાસે "તમે આમ અમુક કર્મો, તમારી ઇચ્છાની લગામ ખેંચી તમે કરાવ્યાં અને છતાં

' તમે કર્યું તો તમે ભોગવો. તમારા કર્મનું ફળ તમારે ચાખવું પડશે. માટે મને પામવાનો પ્રયત્ન કરો. '

આ સજા શા માટે ? પ્રયત્નો કરવા તમે બુદ્ધિ દીધી, પરંતુ અમારી બુદ્ધિપર પણ તમારૂં રાજ્ય ચાલે છે એ અમારી દલીલ શું ખોટી છે ?

પણ તમે કોઇને જવાબ દીધા છે કે અમને દેશો ? અને જ્યારે પણ તમે જવાબ દીધા છે ત્યારે ધરતીકંપ જેવા કોપો સિવાય જીવાત્માઓ બીજું ભાગ્યે જ પામ્યા છે ! જીવાત્માઓ શંકાશીલ બને, આવું આવું પુછવાની ધૃષ્ટતા કરે ત્યારે તેનો વિનાશ કરો; પરંતુ આવી ક્રૂર રીતે ન કરો. બ્રાહ્મણોના કાયદા મુજબ ' ઘીનો દીવો કરવા કે ભોંયે લેવા ' થોડો અવકાશ આપજો ! એ વિના તમને પાછા નહિ પમાય. પાછા તમે જ કહેશો કે ' મને પામવા પ્રયત્ન કરો ! ' પણ અવકાશ નહિ આપો તોય જીવોનો વિનાશ કરવા જતાં તો જીવો પાછા તમારામાં જ ભળશે–તેમની બીજે ક્યાંય સ્થિતિ જ નથી એટલે એ ભાર તો તમને જ ભારે પડે તેમ છે !

ખરેખર, આ બધા જીવો પણ તમે જ છો, અને તમે તો એક અપૂર્વ માયાનું નાટક જ ભજવી રહ્યાં છો–એ એક વિદ્વાનની ઉક્તિ અમને માન્ય છે. તમને પણ જો એ માન્ય હોય અને અમારી હીલચાલોપર હસવું આવતું હોય તો તો પછી અમારે આપને કંઈ જ કહેવાપણું રહેતું નથી. પરંતુ તો પછી માણસોપર ' કર્મનાં બંધનો, ને માણસના વાંક, ને વિનાશની સજા ' એ બધા જબરજસ્તીથી લાદેલા આરોપો પાછા ખેંચી લેવાનો બ્રાહ્મણોપર એક તાકીદનો તાર કરવા કૃપા કરશો, મા ?

અને હવે બીજી વાત. જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે અને અધર્મ વધી જાય છે ત્યારે ત્યારે સાધુઓને તારવા ને દુષ્ટોને મારવા તમે મનુષ્યલોકમાં યુગે યુગે અવતરો છો એવું વચન તમે તમારા એક અવતાર દ્વારા માણસોને આપી ચુક્યાં છો, તેની હું તમને યાદ આપું છું. હવે તમે લીધેલા અવતારોની નોંધ રાખી હોય તો તે જરા જોવા કૃપા કરજો.

છેલ્લો અવતાર તમે શ્રી કૃષ્ણને નામે લીધો. ત્યારપછી મનાય છે કે બુદ્ધાવતાર પણ તમારો જ હતો. સારી વાત છે.

પરંતુ તે બન્ને અવતારોને થઈ ગયાને હજારો વર્ષ વીત્યાં છતાં તમને ક્યાંય અવતરવાની જરૂર ન જણાઇ ? શું જગતમાં અધર્મનો ટોટો છે ? કે અવતરવાની જરૂર છે કે નહિ એ વિષે અમારા અંગ્રેજી અમલદારો માફક વર્ષોનાં વર્ષો વીત્યાં છતાં 'હજી વિચાર કરવામાં આવે છે' ?

અમારે મને જગતમાં અધર્મનો ભાર એટલો વધી ગયો છે કે પૃથ્વીમાતાની નીચે જો શેષનાગનો ટેકો ન હોત તો પૃથ્વી બેસી ગઇ હોત. ખાત્રી ન થતી હોય તો દેશદેશના ઇતિહાસ તપાસી જુઓ. સરકારે સરકારના આંકડાઓ તપાસી જુઓ. અને આ બધો છેલ્લા પાંચ પાંચ હજાર વર્ષનો ઉકરડો ભેગો કરશો તો તમને પણ જણાશે કે આજે તો ઠેર ઠેર રાવણો છે. કૌરવો ઘેર ઘેર છે. એક રાવણ માટે એક અવતાર લેવો પડ્યો તો કરોડો રાવણ માટે કેટલા અવતાર લેવા પડે એ ત્રિરાશી મુકી જોશો તો મા, તમને જણાશે કે કરોડો અવતાર લેવાને ઠેકાણે તમે એકેય લેવાની જાગૃતિ નથી બતાવી ! દાખલાથી જ ખાત્રી થતી હોય તો સાંભળો. જુના ઇતિહાસો ખોળવા કરતાં અત્યારના તાજા સમાચાર જ જાણો.

હિંદ અંગ્રેજને રાવણ ગણે છે, અંગ્રેજ, જાપાન અને અમેરીકાને ગણે છે. ફ્રાન્સ, જર્મનીને ગણે છે તો યુરોપ, ઇટાલીને રાવણ ગણે છે, દક્ષિણ આફ્રિકાનો ગર્વ માતો નથી અને તે તમે ત્યાં જાઓ તો તમારી પાસે પણ પાસપોર્ટ માગશે ! ચીનને ફાડી ખાવા પરદેશી સિંહો ટાંપીને બેઠા છે. રૂશીયા શ્રીમંતને રાવણ ગણે છે ત્યારે દુનિયા તેને મહીરાવણનો ઇલ્કાબ આપે છે.

હિંદમાં જ જુઓ; શ્રી રામચંદ્રજીની તો એકજ સીતાજીનું હરણ થયું હતું જ્યારે આજે અમારી કોર્ટોની ફાઇલો ઉથલાવી જોતાં સેંકડો સ્ત્રીઓનાં રોજ હરણો થતાં જણાશે ! કૌરવ પાંડવ તો એક

જ વખત બાઝેલા. જ્યારે અમારા દેશમાં તો સગાભાઇઓ રોજ કોર્ટે ચડતા હોય છે, રાજદ્વારી ભાઇઓ જેલમાં સબડતા હોય છે, પત્રકારભાઇઓ પોતાનું જ વાઢતા હોય છે. એવો એક રાવણનો નાનો નમૂનો તો તમને રાણપુરમાંથી જ જડશે ! અસલ રાવણે તો પોતાના દરબારમાં અંગદ અને હનુમાનને વિષ્ટિ માટે માન ભરેલું સ્થાન પણ આપ્યું હતું જ્યારે આવા અનેક નકલી રાવણોના દરબારમાં તમે તમારૂં એક ચર્ચાપત્ર મોકલશો તો તેય 'કચરાની ટોપલીને સ્વાધીન' થશે ! ત્યાં વિષ્ટિના વકીલને તો સ્થાન જ શાનું હોય ?

પણ દાખલા દેવામાં હું નકામો આગળ વધું છું. તમે સર્વ-શકિતમાન છો; સર્વજ્ઞ છો એટલે તમે ન જાણતાં હો એમ માનીને દાખલા દેવા માંડવા એ તમારૂં અપમાન છે. વળી તમારા સર્વજ્ઞ, મુખ્ય હિસાબી કારકુન ચિત્રગુપ્તને પુછવાથી પણ તમને જણાશે કે—

'તમારે અવતાર લેવાની હુંડી આજ હજારો વર્ષથી તમારે ખાતે ખડી છે.'

હવે અમે પામર જીવો આ ખુલ્લા પત્રદ્વારા પુછવા રજા લઇએ છીએ [ કારણ કે અમારા હૃદયના ખાનગી સંદેશા યાને હાય અફસોસ તથા નિસાસા બધા તમારે ત્યાંની કચરાની ટોપલીને સ્વાધીન થયા છે એટલે હવે ખુલ્લો પત્ર લખ્યા સિવાય બીજો રસ્તો જ નથી ] કે

૧) તમે આજ દિવસ સુધી પાછો અવતાર કેમ ન લીધો ?

૨) તમને જગતપર અધર્મનો ભાર વધી ગયેલો લાગે છે કે નહિ ? ન લાગતો હોય તો તેમ માનવાનાં તમારાં કારણો રજુ કરવા કૃપા કરશો ?

૩) અધર્મ લાગતો હોય તો હવે કઇ તારીખે, કોને ત્યાં, કયાં, અવતાર લેવાનો નિશ્ચય કર્યો છે તે જણાવશો ?

૪) શ્રી અરવિંદ ઘોષ, પોલ રીશાર વગેરે મહાપુરૂષોમાં તેમજ એનીબીસેંટના શિષ્ય શ્રી કૃષ્ણામૂર્તિના શરીરમાં તમારો આવિર્ભાવ થવાનો છે એમ જે જગતમાં જાહેરખબર ફેલાઇ રહી છે તે સાચી વાત છે કે અમારા બ્રાહ્મણો જેવી ?

આ વડીલશ્રીને આદ્યશક્તિએ સૃષ્ટિ સરજવાનું કામ સોંપ્યું છે; જેમ હિંદી સરકારનાં બાંધકામખાતાના ઇજનેરો હોય છે, તેમ સૃષ્ટિના બાંધકામ ખાતાના ઇજનેર બ્રહ્માજી છે. પરંતુ સરકારી નજરે જેમ ઇજનેરી ખાતું ખરચખાતા જેવું હોઇ અળખામણું હોય છે અને આવક ખાતાંઓ જ મીઠાં સાકર જેવાં લાગે છે, તેમ પ્રભુજીને ત્યાં પણ એવા નજરભેદ થતા હોય એમ લાગે છે. નહિ તો બધા દેવોની પૂજા થાય ને બ્રહ્માજીની પૂજા ક્યાંય કેમ નથી થતી? એમને અપૂજ રાખ્યા છે એ જ બતાવે છે કે આ ખાતું પ્રભુને ત્યાં પણ અળખામણું જ છે! બ્રહ્માજીએ ડાકટરી કે વકીલાતની લાઇન લીધી હોત તો આ વખત ન આવત! હવે આ વડીલશ્રીનું કામ તપાસીએઃ—

છેલ્લાં ૨૦૦૦ વર્ષમાં તેમણે શું સરજ્યું? દુનિયાનો ઇતિહાસ તપાસતાં તેમણે આટલું સર્જેલું જણાય છેઃ—

૧) વધારે દુઃખી દેશો.

૨) હિંદ–ચીનની વસ્તી વધી, ને—

૩) ગામડાં ભાંગીને નવાં શહેરો કર્યાં.

બસ તેમનો ખેલ અહીં ખલાસ થાય છે. તેમણે આમ ઘણું સરજ્યું હોય છતાં સુંદર સર્જેલું તેઓશ્રી બતાવી શકશે? અમારી હિંદી રેલ્વેઓ માઇકાંકલા જેવો પૂલ બાંધી છાપાનાં આખાં પાનાં ભરીને તેનાં 'અપુર્વપણાં'નાં ગુણગાન ગાય છે તેમ તેમણે કોઇ 'એન્જીનીયરીંગ બુદ્ધિનો અપુર્વ નાદર નમૂનો' સર્જેલો ક્યાંય જણાય છે? પણ વડીલશ્રીને સુંદર સર્જતાં કે'દાડે આવડયું છે કે છેલ્લા ૨૦૦૦ વર્ષમાં સુંદર સરજયું હોય? આદ્યશક્તિએ તેમના અનુભવનાં સર્ટીફીકેટો જોયા વગર જ તેમને આ ઊંચે હોદ્દે, અમદા-

વાદના મીલ માલેકોની માફક 'સગાઈની લાગવગ'થી ચઢાવી દીધા લાગે છે ! તેમને જો સારો અનુભવ હોત તો પેલા મહાન ગંગકવિ કહે છે તેવી સૃષ્ટિ તેમણે ન સર્જી હોત ? ગંગકવિ કહે છે:—

'લક્ષ્મી નિવાસી વાકું મૂઢમતિ ગતિ દીની
પ્રતાપી ઉદાર વાકું કોડી નહિ દીની હે
સમુદ્ર અગાધ નીર ખારો કર દીનો તેને
રેતી રણ પાનીકી વ્યવસ્થા ન કીની હૈ
કામિનિ કોકિલ નાર મૂરખ કે પાલે પરી
શંખણી ફુવડનાર ચતુરોકું દીની હે
કહત કવિ ગંગ બ્રહ્માજીકું પાયે પરૂં
બીજીયાં ( ભાંગ ) પીકે એ સૃષ્ટિ સબ કીની હે !'

મરજી પડે ત્યાં ખાડા ટેકરા, મરજી પડે તેવા માણસ, મરજી પડે ત્યાં જળસ્થળ, મરજી પડી તેવી સંખ્યામાં પ્રમાણ વગર ઘડી ઘડીને તેમણે ખરૂં પુછો તો દુનિયાના દેદાર એવા બગાડી નાખ્યા છે કે કોઇ અંગ્રેજ કે અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીઓની કમીટી જો આ સૃષ્ટિના 'રૂપ કદરૂપ' વિષે તપાસ કરવા બેસે તો પ્રભુની સરકાર અને તેના આ ઈજિનેરી ખાતાની હાંસી જ કરી મેલશે અને રીપોર્ટમાં 'વોટ ઓફ સેન્સ્યોર' પસાર કરશે !

મુંબઇમાં બેકબેનો ખાડો પુરવાનું કામ સર જ્યોર્જ બુકનનને સોંપેલું, ને તેમણે કેવું બગાડી મેલ્યું એ જોતાં બ્રહ્માજીને પણ 'બુકેનન બીજા' એ ઇલ્કાબ આપવાનું મન થાય છે અને તેમના કામોની તપાસ કરવા એક 'માયર્સ કમીટી' નીમવા વિષે શકિતને એક અરજી કરવી જરૂરી લાગે છે.

બ્રહ્માજી ! અરે દાઢીવાળા દાદાજી ! સૃષ્ટિ સરજતાં તમારૂં ધ્યાન તમારી દીકરીમાં એટલું બધું પરોવાઈ ગયું કે તમે તમારા કામના દેદાર બગાડી નાંખ્યા ! તમે કેવું કેવું સર્જયું છે તે ખાત્રી ન થતી હોય તો એકવાર મુંબઇમાં આવો. અમે તમને બતાવીએ. અમે

માણસોએ કેવાં સુંદર મકાનો, બીલ્ડીંગો, વીજળીનાં કારખાનાંઓ, રેલ્વેઓ, જળ કાઢીને સ્થળ, વસાઈ જેવા મહાન પુલો, સર્જ્યાં છે તે તમે જાતે આવીને જુઓ ને તમારાં બાંધકામો સાથે સરખાવો ! તમને જો સૃષ્ટિ રારજવાનો અનુભવ હોત, તમે જો માણસોની દ્રષ્ટિએ સર્જ્યું હોત તોઃ—

૧) એક ભાગ પૃથ્વી ને ત્રણ ભાગ પાણી ન કર્યાં હોત. એવું કર્યું ત્યારે આજે જમીન માટે યુરોપીઅનો પડાપડી કરી રહ્યા છે ને ?

૨) વરસાદ જોઇએ ત્યારે તડકો પડે ને તડકો જોઇએ ત્યારે ટાઢ પડે ! એવાં વિચિત્ર હવાપાણી ન સર્જ્યાં હોત. એવું સુલેમાની ગાલ્લું હાંકયે રાખ્યું ત્યારે હવે દુકાળ પડવા માંડયા છે ને ?

૩) ઉંદરને બીલાડાં ખાય, બીલાડાંને કુતરાં મારે, કુતરાને ગાયભેંસ નસાડે, ઢોરોને વાઘવરૂ ખાય, વાઘવરૂને માણસ મારે ને માણસને પાછો ઉંદર કરડે એવી ગોળમટોળ પરંપરા ન ઘડી હોત. એવું કર્યું ત્યારે બધાંને એક એકથી બ્હીવું પડે છે ને ? આખી સૃષ્ટિ 'મોટો જીવ નાના જીવને ખાય' એ સિદ્ધાંતને બદલે માણસને ઉંદર સંપીને રહે તેવા 'વિશ્વબંધુત્વ'ના સિદ્ધાંત પર રચી હોત તો આજ કતલખાનાં, કતલક્ષેત્રો અને કાતીલ હથીયારો હોત ખરાં ?

૪) ગુરૂત્વાકર્ષણ રાજીને બધાને હેઠા ન પાડયાં હોત. લઘુત્વાકર્ષણ કરી બધાને ઉંચે ઉંચે ચઢતાં ને ઉડતાં બનાવ્યાં હોત તો મુંબઇમાં ટ્રામનો આનો ખર્ચવો પડે ખરો ?

આમ તમારા છબરડાઓનું લીસ્ટ કરવા બેસીએ તો તો અમારા પારસીબંધુઓની ભાષામાં કહેતાં 'એક દળદાર પોથો' થાય તેમ છે. એટલે અમારા અસંતાપના ફૂલપત્રના નમૂનાથી જ સંતોષ પામો તો સારૂં છે.

વળી આમ અમે તમારી વિરૂદ્ધ એકલા જ ફરિયાદ કરીએ છીએ એવું કંઇ નથી. તમારી સૃષ્ટિમાં ખુદ વિષ્ણુભગવાનને કંઇ જ

ન ગમ્યું એટલે જ તેઓ સમુદ્રમાં શેષનાગની પથારી કરીને સુતા છે ને ખુદ શંકર ભગવાનને ગમી ગમીને છેવટ સ્મશાન જ ગમ્યું! કહો, હવે તમારી સૃષ્ટિમાં છે કંઇ 'જોવાજેવી જગ્યાઓ?' વળી તમારી પુત્રી સરસ્વતીની છાંયાને જે કોઇ વરે છે તેની સામું જોવાની પણ લક્ષ્મીજીને વિષ્ણુ ભગવાન તરફથી મનાઇ છે. આમ તમારા કુટુંબ સામે, તમારા જ પાડોશી દેવોનો કેટલો અસહકાર છે તે તમે જ જુઓ!

છેવટ અમારી એટલી જ પ્રાર્થના છે કે હજી તમારૂં ખાતું સુધારી કોઇ માણસોપયોગી બાંધકામ ખાતાં ખોલો-ખાસ કરી નવી ફળદ્રુપ જમીનો પેદા કરો, શહેરો ભાંગીને ગામડાં ધર્મશાળાકાર બાંધો.

એટલું તો કરી બતાવો-નહિ તો તમારા ખાતાનો ખરચ, બજેટની સીઝનમાં નામંજુર કરવા માટે અમારે ઈશ્વરી ધારાસભામાં હવે એક મજબુત વિરોધપક્ષ ઉભો કરવાની જરૂર પડશે. થોડુ લખ્યું ઝાઝું કરી જાણજો.

**શ્રી વિષ્ણુ ભગવાનને !** **પત્ર ૩ ત્રીજો**

**સ્વ**સ્તિ શ્રી સાગર મધ્યે મહાશુભસ્થાને પુજ્યારાધે સર્વે શુભો-પલાયક પ્રભુશ્રી પાંચ શ્રી વિષ્ણુ ભગવાન, એતાનશ્રી મુંબઇ બંદરેથી લખીતંગ આજ્ઞાંકિત છોરૂ **જ. દ. ખંધડીયાના** ઝાઝા કરીને જેશ્રીકૃષ્ણ વાંચજો.

જત લખવાનું કે અમો અહીં માનવીઓ સૌ આપને પ્રતાપે, કારણકે આપ પાલક-દેવ છો,-ખુબ ખુશી મઝામાં છીએ. ખાઇએ, પીએ અને મોજ કરીએ છીએ ને તમો ત્યા ખુશી મઝામાં હશો. અમારી બધાની તબીયત તદ્દન સારી છે અને આપનાં લક્ષ્મીજીને આપના ચરણ રોજ ચાંપવા પડે છે તો ધારીએ છીએ કે આપની કળતર હવે નરમ પડી હશે અને આપની તબીયત તદ્દન સારી હશે. હજી પણ કળતર ન મટતી હોય તો સાઇપ્રસ સાલ્વ અમૃતાંજન ( હીંદી બનાવટ હોવાથી કોઇ પરદેશીને પસંદ આવે તેમ નથી ) એકવાર વાપરીને ખાત્રી કરી જોશો એવી ભલામણ છે. અમારા ધારવા પ્રમાણે દરિયામાં ચોવીસે કલાક રહેવાથી આપને શરદી થઇ ગઇ હશે, અથવા ખારૂં પાણી લાગ્યું હશે. **એ** જો સત્ય હોય તો ધન્વંતરી, જેઓએ અમારા સાંભળ્યા પ્રમાણે હમણાં જ ઓક્ષફર્ડની એમ. ડી. ની ડીગ્રી મેળવ્યાના સમાચાર રૂટરના તાર-ખબરપત્રીએ મોકલ્યા છે, તેમની સલાહ માનીને વઢવાણ જેવી સુકી હવાના ગામડામાં જાઓ તો સારૂં. પણ અમને ધાસ્તી છે કે જેમ ગાંધીજી ડૉક્ટરનું ન માનતાં રેંટીયો કાંત્યે જ જાય છે તેમ તમે પણ કોઇનું ન માનીને તમારી નાગ-સોંચની મઝા મુકો તેવા લાગતા

નથી. તો પછી જેવી **હરિ ઈચ્છા** ! જેમાં અમારો, **તમારો** કે કોઈનો ઉપાય ચાલે તેમ નથી.

આજ ઘણે વર્ષે આ પત્ર લખવાનું કારણ આપની કુશળતાના સમાચાર પુછી હવે જણાવવા રજા લઉં છું. સૌની પહેલાં તો માત્ર શિષ્ટાચાર અને આર્થર શીલ્ડહાઉસની ' પત્રવ્યવહારની કળા ' ના નિયમ ( કારણ કે હું તેમાં પાસ **થયેલો** છું ) ને અનુસરીને જ મેં શરૂઆતમાં જણાવ્યું છે કે અમે બધા માનવીઓ અહીં પૃથ્વીપર ખુશી મઝામાં છીએ, અને અમારી તબીયત સારી છે. બાકી ખરી રીતે ખુશી મઝા વિષે અમારાં હૈયાં ખોલી જુઓ તેમજ તબીયત વિષે અમારા ડાકટરોને પુછી જુઓ તો આપને તુરત જણાશે કે કાગળ પત્રોમાં શિષ્ટાચારને નામે હળાહળ ખોટું લખતાં અમે કેટલું બધું શીખી ગયા છીએ ! ટુંકમાં પૃથ્વીપરની તમારી ' પાળેલી પ્રજા ' માંનો એક પણ પામર માનવજીવ સુખી નથી અને એમાં અમને હવે રહી રહીને છેક આ વીસમીસદીમાં મૂળ તમારો વાંક લાગે છે ! તમે જગતને સારી રીતે પાળવાની તમારી ફરજ બરોબર બજાવી હોય તેમ જણાતું નથી. આદ્યશક્તિએ તમને દુનીઆના ' મ્યાનેજર ' યાને વ્યવસ્થાપક બનાવ્યા અને તમે એ ઉંચે હોદ્દે ચઢ્યા તો ખરા; બાકી તમારી વ્યવસ્થાને પરિણામે આજની તમારી પ્રજાની સ્થિતિ જોતાં તો તમે વ્યવસ્થાપકને બદલે ગેરવ્યવસ્થાપક વધારે લાગો છો ! બનવા જોગ છે કે તમારી તબીયત કશું કામ ન કરતી હોવાથી તમારે દવાદારૂમાં જ દિવસ ગાળવો પડે છે. હવાફેર માટે દરિયામાંજ રહેવું પડે છે, અને તેથી આદ્યશક્તિએ સોંપેલી નોકરી બરાબર બજાવાતી નથી ! પણ અમને તે અજાયબી લાગે છે, કે તમે લક્ષ્મી—પતિ હોવાથી આટલું બધું પૈસાનું જોર છતાં તમારો પગ કળતર મટાડી શકતા નથી તો શું વિષ્ણુલોકમાં અપટુડેટ વૈજ્ઞાનિક વૈદુ જાણનાર વૈદ્યોની ખોટ પડી

છે ? એમ હોય તો અમારા મૃત્યુલોકના મોટા મોટા ડીગ્રીધર ડાક્ટરો, વૈદ્યો, હકીમો, નીમ હકીમો, ઉટવૈદો, જેઓ 'મરેલાંને જીવતા કરે છે' 'નામર્દોને શક્તિ આપે છે' 'ઘરડાંને જુવાન બનાવે છે' સ્ત્રીના પુરૂષ બનાવે છે' "એક જ વખત તેમની દવા વાપરવાથી તાવ મટી જાય છે, કળતર ભાંગી જાય છે, ને ઉધરસ ફાટી જાય છે' એવી રામબાણ દવાઓ અને રાજવંશી યાકુતીના બનાવનારની સહાય કેમ લેતા નથી ? અરે બધા રોગોને એક લાકડીએ હાંકનાર અમૃતના અવતાર જેવી એક જ નડિયાદી કે લાહોરી દવા નમૂના તરીકે મફત નહિ તો છેવટ પી. પી. થી મંગાવીને વાપરો. તમને ઠીક લાગે તે રસ્તો લ્યો. બાકી તમારી ખરાબ તબીયત કે આળસને લીધે તમે તમારી પ્રજા–માનવોને આમ દુઃખી કરો, દુઃખી થવા દ્યો એ હવે તમારી વિષ્ણુશાહી અસહ્ય છે અને તેથી જ અમારે આ પત્રદ્વારા અમારો ખોખરો અવાજ તમારી પાસે રજુ કરવાનો વખત 'આવી લાગીયો છ !'

તમારી તબીયતને બાજુ મુકીએ તો અમને દુઃખી કરવામાં તમે ઇરાદાપૂર્વક વર્ત્યા હો એવું માનવાને પણ અમને કલકત્તા તરફથી એક ખાસ કારણ મળ્યું છે. ત્યાંના એક ગુજરાતી કવિએ એક બાલ–નાટ્ય લખેલું તેમાં એક કંજુસ શ્રીમંત પાસે એક ગરીબને મેણું મારતાં એમ કહેવડાવેલું છે કે:—

'રાખ...રાખ...મૂર્ખો થા માં...દેવોએ ધર્મદાન કરવાનું કહ્યું છે એ તો તારી મોહજાળ છે. દાખલા તરીકે વિષ્ણુ ભગવાન જેવા સૌથી વધારે ડાહ્યા વાણીઆ તને શોધ્યા નહિ જડે. જરા તારી આંખો બરોબર ઉઘાડીને વિચાર કર...કે એજ વિષ્ણુ ભગવાને, ભિખારણ સરસ્વતી બ્રહ્માજીને સોંપી અને પર્વતની બીલડી છોકરી પાર્વતી શંકરને સોંપી ને પોતે તો લક્ષ્મીજી પચાવી પડયા. એમાં એની કેવડી જબરી વાણીયાગત, ને તો જરા ઉંડે જઇ તપાસ...'

અરે, વિષ્ણુ ભગવાન ! તમને ખબર છે કે આ ફારસ ભજવાયલું ત્યારે લોકોએ તમારા પરનો આ આક્ષેપ તાલીઓ પાડીને વધાવી લીધેલો ? ને એ વાત ખોટી છે એમ તમે છાતી ઠોકીને કહી શકો તેમ છો ? હિંદના હિંદુઓમાં શિવ બ્રહ્મા વગેરે કરતાં તમારા ભક્તો વધારે છે તેનું એકજ કારણ છે કે તમે લક્ષ્મીપતિ છો, અને તમે સર્વજ્ઞ હોવાથી તમારાથી તે અજાણ્યું નથી તેમજ હિંદુઓ તમને છેતરી શકે તેમ નથી. ખાત્રી ન થતી હોય તો લક્ષ્મીજીનો તમે રામચંદ્રના સીતાત્યાગ માફક એક બે દહાડા ત્યાગ કરવાનો અખતરો કરી જુઓ અને મને ખાત્રી છે કે બીજે જ દહાડે તમારી ઘરાકી ભાંગી પડશે ! તમારા ભક્તિ વ્યાપારની ચાવી લક્ષ્મીજી છે, તે તમે જાણો છો અને તેથી જ તમે લક્ષ્મીજીના પતિ થવાનું પસંદ કર્યું છે એવું અમે ગરીબ મૂર્ખાઓ માનીએ તો, દયાઘન ! ખોટું લગાડી અમને વધુ ગરીબ ન બનાવશો.

પરંતુ વધારે દુઃખની વાત તો એ છે કે તમે આખાં લક્ષ્મીજી સાચવી રાખો અને માનવોને તેની છાંયાનો કટકો ફેંકવામાંય કંજુસાઇ કરો ત્યારે હવે તમારી એ મારવાડી વર્તણુંક માટે કઈ કોર્ટમાં ફરિયાદે જવું, તે કહેશો ? તમે તમારૂં ‘ પાલનહારપણું ’ બરોબર બજાવ્યું હોય તો હિંદના કરોડો માનવો નાગાં ભૂખ્યાં ફરે ખરાં ? વિલાયતમાં ને જર્મનીમાં લાખો બેકારો વધે ખરા ? હિંદી અને વિલાયતી સરકારોના બજેટમાં કરોડોના ખાડા પડે ખરા ? જાપાનીસ બેંકો તુટે ખરી ?

તમે લક્ષ્મીજીની છાંયાની વહેંચણી કોઇ એવી વિચિત્ર રીતે કરી છે અને કર્યા કરો છો કે એક બાજુ ભુખે મરતો તદ્દન ગરીબ માણસ બનાવો છો અને બીજી બાજુ કરોડોની દોલત છતાં ન ધરાય એવો લોભીઓ માનવ બનાવો છો ! ભરતામાં ખુબ ભરો છો અને કોઇનાં ખીસાં ખાલી કરો છો ત્યારે એક ઘાતકી સ્પેનીશ લુંટારાની માફક ત્યાં સુધી કે તેને ખાવા પણ નથી રહેવા દેતા !

કઇ જાતના અંકગણિત, તર્કશાસ્ત્ર કે અર્થશાસ્ત્રપર તમારી ઓફીસ-સીસ્ટમ ગોઠવાયલી છે તે ખબર નથી પડતી. કદાચ કોઇ મદ્રાસી વેપારી વિદ્યાનો ગ્રેજ્યુએટ તમને ચીફ કલાર્ક નહિ મળ્યો હોય. નહિ તો આ રીતે કાંતો એકદમ જમા ને કાંતો તદ્દન ઉધાર એવી વાણીયાશાહી નામાથી વિરૂદ્ધ નામાની રીતે તમારી પેઢી ન ચાલતી હોત. બન્ને બાજુના ટાંટીઆ મળવા જોઇએ એનું જ નામ ખરૂં સરવાયું કહેવાય. જ્યારે તમારી પેઢીનું સરવાયું, એક હિંદી ભંગી સામે હેન્રી ફોર્ડને મુકતાં કેવું ભયંકર રીતે ખોટું છે તે અમારી ખાંડબજારનો નવો મહેતાજી પણ કહી શકશે ! આમ સ્થિતિસ્થાપક થવાને બદલે તમે સ્થિતિ ઉત્થાપક થઇ પડયા છો અને જગતના પાલનહાર મેનેજર તરીકે તમે ફરજ બજાવવામાં જે ગફલતો કરી છે તે જોતાં લીગ ઓફ નેશન્સની કાઉન્સીલમાં તમારે માટે ' સેન્સ્યોર ' નો ઠરાવ પસાર કરાવવાનો અમારે હવે વિચાર કરવો પડશે અને તેથી પણ નહિ માનો તો પછી જેમ આજની પાંચ ચક્રવર્તિ સરકારોએ ચીનને અલ્ટીમેટમ આપ્યું છે તેમ તમને પણ તેઓ આપે તો પછી મારો વાંક ન કાઢશો કારણ કે અમે તો તમને વખતસર ચેતવણી આપી દઇએ છીએ.

પ્રભુજી, અમે તમને એક જ વાત પુછીએ કે હિંદ નાગું ભુખ્યું ફરે છે તે ઓછું હોય તેમ આ વરસે વરસાદ ખુબ વરસાવ્યા પછી વળી કાઠીયાવાડમાં તીડનાં ટોળાં મોકલી પાકનો નાશ કરવામાં તમને શું લાભ મળ્યો હશે ? જે હિન્દુસ્તાન ઘઉં પરદેશ મોકલતું તે હિંદ ચાર્ટર્ડ બેંકના સર મોન્ટેગુના કહેવા પ્રમાણે ઓસ્ટ્રેલીયાના ઘઉં ખાઇને જીવી નાંખતાં શીખ્યું એ તે તમારૂં કઇ જાતનું પાલનહારપણાનું ત્રાજવું ? યંગ ઇંડીયાના એક અંક પ્રમાણે જે સુરત ૧૬૧૯ માં વિલાયત કાપડઆપડ મોકલતું હતું તે સુરતમાંથી ૧૯૧૬ માં લાખ્ખો રૂપીઆ વિલાયત તાણી જાય અને નાજુકાઇના અવતાર જેવી ઘાંચણોને સ્ટેશનપર મજુરી કરવી પડે એ તે કઇ

જાતની ફુટબોલની રમત છે ? આટલું છતાં નાગના ખોળાની આરામ ખુરશી અને લક્ષ્મીની પગચંપીમાંથી તમને મુક્ત થવાની ઇચ્છા થતી નથી ? મુંબઇમાં ૩૦૦૦૦) હજાર બેકારો રખડે અને અડધોક લાખ ભીખારા ભુખે મરે, અનેકને સીપાઇની નજર ચુકાવી ફુટપાથપર સુઇ રહેવું પડે અને તમને દરીયાઈ મોજ સુઝે ! તમે ઉન્હાળો દરિયામાં કાઢો ને શિયાળો ચોમાસું વિષ્ણુલોકમાં ગાળો એમ અમારી હિંદી અને પ્રાંતિક સરકાર માફક રાજ્યધાની ( કે પ્રભુધાની ) બદલ્યા કરો તેની અમને ના નથી પણ જ્યાં હો ત્યાંથી તમે રામરાજ્ય તો ચલાવો. મુંબઇરૂપી માણસનો એકએ રૂપી પેટનો ખાડો પુરવા તમે એકકે યોજના બહાર પાડી છે ? તમારા કરતાં અમારી અંગ્રેજ સરકાર કેટલી ભલી કે તેણે તરત એગ્રીકલ્ચરલ કમીશન નીમ્યું ! જ્યારે તમારી પાર્શ્વદ કાઉન્સીલ વિષ્ણુલોકમાં કયું અગત્યનું કામ કરી રહી છે ? એમાં શું અમારા સર હબીબુલ્લા કે બાસુ જેવા કોઇ મહાન જગતપ્રેમી સભ્યો છે જ નહિ ? ન હોય તો અમારી અંગ્રેજ સરકારને લખો તો થોડાંક ઉસ્તાદ ભેજાં ઉછીના તરીકે છ ટકાને બ્યાજે આઠ મહિનાની બાંધી મુદતની ડીપાઝીટ તરીકે મોકલવા હમેશ તૈયાર છે. પારકા દેશના વહીવટને સુધારવાનો ઇજારો બ્રીટને લીધો છે તે તમે કયાં નથી જાણતા ? તેમ તમારા વહીવટમાં તમને ખામી લાગતી હોય તો ખુશીથી દુનીઆની તે મહાન પરોપકારી પ્રજાને ફોર્ડમોટરે ચઢીને મદદે ધાવા તુરત બોલાવજો.

આ તો દુનીઆના પાલનમાં તમારી ગેરવ્યવસ્થાની વાત થઇ. પરંતુ તમારે નામે દુનીઆમાં કેટલા ધર્માચાર્યો ખોટી હુંડી વટાવી જાય છે એ તો તમે જોવાની તસ્દી લેતા જ નથી ને આંખ આડા કાન કરો છો.

દાખલા તરીકે વૈષ્ણવ સંપ્રદાય તમારા નામપરથી નીકળ્યો ને

ભજન થાય કૃષ્ણુ ભગવાનનું ! આમ મૂળમાંથી જ **यथा नाम : तथा न गुणा :**

હવે કૃષ્ણુને પણુ તમે પોતે જ હોવાનું માનતા હો તો પછી ભક્તો પાસે મહારાજોને કૃષ્ણુ મનાવીને મંદિરે મંદિરે વિષ્ણુઓ ઉભા કરી દઇ તમે જ તમારી આબરૂને નુકસાન પહોંચાડયું છે ને બદનક્ષી કરી છે. અમારા ધારવા પ્રમાણે તમારે તમારીપર ફોજદારી કેસ લગાવી દેવો જોઇએ ! એ વૈષ્ણુવ સંપ્રદાયે તમારી કૃષ્ણુરૂપે કરેલી આજ્ઞા **तस्मात् युद्धस्व भारत** ને ઉંચી મેલી **अहिंसा परमोधर्म** નામના પરમ સત્યનો જે પરમ અસત્ય રીતે પ્રચાર કર્યો **છે** તે તો ન માફ થાય તેવો છે. એ ખોટા પ્રચારથી મુખ્યત્વે આજનો એકેએક વૈષ્ણુવ લગભગ બાયલો બની બેઠો **છે.** તેનામાં સ્વમાન, સ્વરક્ષણુ, સ્વદેશરક્ષણુની તાકાત રહી નથી અને એ સિદ્ધાંતને વશ થઇ યવનો સામે પ્રાણુ દેવાને બદલે દેશના રાજા થવા દીધા છે અને તમારી વિભૂતિ સ્વરૂપ ગૌમાતાની કતલ દેશમાં દાખલ થવા દીધી છે ! એ પાખંડ ન હોય તો આજે દુનીઆમાં વૈષ્ણુવો ચક્રવર્ત્તિ રાજાઓ કેમ નથી ? માંકડ મારતાં કે વાંદરો જોઇને બ્હીનારા વૈષ્ણુવો રાજ તો શું ચલાવશે પરંતુ ઉભી બજારે યવનને પોતાની સ્ત્રીપર નજર નાંખતો જોઇ પુંછડી સંતાડીને ઘરભેગો તો થશે !

ટીલાં ટપકાં કરવામાં તૈયાર, તમારૂં નામ ગાવામાં તૈયાર. માળા ફેરવવામાં તૈયાર પણુ એજ તમારા ભક્તો તમારા જેવા થવાને બદલે ધોળેદહાડે નિર્દોષોના ગળાં કાપવામાં, મુંગા પ્રાણીઓ, અસ્પૃશ્યો અને ગરીબોને મરતાં જોવામાં કદી પાછળ હઠશે નહિ. તમારી મૂર્તિને પુતળાં માફક ઉભી રહેવા દઇ તમારા દેખતાં જ મહારાજોની પ્રભુ પેઠમ પૂજા કરશે, તેનું એઠું ચાવશે અને અનીતિના સોદા કરશે ! મહારાજો પણુ તમારી મૂર્તિ પાછળ મોટરના પેટ્રોલના ડબ્બા સંતાડી રાખી આગ લગાડવાના સંભવો ઉભા થવા

દેશે અને તમારી પૂજા કરી ન કરી કે તરત તમારી પ્રસાદીનાં પક્વાનો પેટમાં પહોંચાડી તેલ અત્તરના શરીરપર વરસાદ વરસાવી લાવ લશ્કર સાથે ફરવા નીકળી પડશે ! ને ખુબી તો એ છે કે તમારી મૂર્તિ મુંગે મોઢે, ઉઘાડી આંખે એ બધું ચુપચુપ જોયા કરે છે ! ! !

એ જ મૂર્તિમાં, પ્રભુજી, આપને યાદ હશે કે મોટા મોટા માંત્રિક અને શાસ્ત્રવેત્તાઓએ આપની પ્રાણપ્રતિષ્ઠા કરેલી છે અને છતાં આવા અનાચારો જોવા છતાં પણ તમને લાગણી ન ઉપજે અને રૂવાડુંયે ન ફરકે ત્યારે એ પ્રતિષ્ઠામાં પણ નર્યો દંભ હતો એમ ન માનવું ? આમ તમે મૂર્તિમાં નહિ, પ્રતિષ્ઠામાં નહિ, ત્યારે તમે છો કયાં તે જ સમજાતું નથી !

દરિયામાં ? દરિયામાં તમે સુતેલા છો એમ હિંદુ ચિત્રકારો ચાર આનાની છબીમાં તમને ચિત્રી બતાવે છે; પણ એ જ દરિયામાં ચાનીતિનાં અનેક યુરોપીઅન યુદ્ધો અને ચાંચીઆપણાં ચાલતાં તેમજ નિર્દોષોને રેંસાતા જોઈ, વીટા સ્ટીમરના નિર્દોષ મુસાફરોને ડુબતા જોઇ તમે ખરેખર સાગરમાં બીરાજો છો કે નહિ એની શંકા થાય છે અને છબીના એ ખરચેલા ચાર આના ફોગટ જાય છે !

ગરૂડપર ? ગરૂડપર હો તો તમારો કહેવાતો અહિંસાનો સિદ્ધાંત છતાં તમારૂં જ વાહન સાપ મારી ખાય ત્યારે એ સિદ્ધાંત સાચો કે તમારા ગરૂડનો ખોરાક સાચો ? અને એથીયે આગળ જોતાં આકાશમાં પણ પશ્ચિમના શીકારી કુતરા જેવા વિમાનો પહોંચી જઇ ચીન જેવા સ્વાધીનતા મેળવવા જનાર દેશોપર બોમ્બ નાંખે ત્યારે તમે ગરૂડે ચઢીને આકાશમાં ઘુમતા હો એય નથી મનાતું.

અમારા ધારવા પ્રમાણે તો તમે કયાંય નથી, સિવાય કે માત્ર બ્રહ્મદેવોની કલ્પનામાં જ છો અને ભોળા હિંદુઓની અંધશ્રદ્ધામાં જીવતા અને જાગતા બીરાજો છો. તેમની કલ્પના પણ વધીવધીને

નસ વિષ્ણુલોક—એટલે એક એવા પ્રદેશપર પહોંચી, જ્યાંથી ઉપર જણાવ્યા પ્રમાણેનું વિશ્વપર રાજ્ય ચાલી રહ્યું છે. જ્યાં કોઈ ધારાસભા નથી, કોઈ સીસ્ટમ નથી ને તમ જેવા આપખુદ ફરજ ચુકનાર મહાન દેવને કોઇ કહેનાર નથી ! ! ! આવી વિષ્ણુશાહી, આવા વાણીયાશાહી રાજ્યમાં આ વિશ્વમાં તે ગરીબ બીચારા માણુસથી શે રહેવાય ? આદ્યશક્તિએ કોઈ બીજું વિશ્વ ઘડયું હોત તો ( ને ઘડ્યા છે ત્યાં પહોંચાય એમ નથી, પહોંચી શકે તો માત્ર અમારા હાસ્યરસના લેખકો જ ! ! ) સરસ્વતીચંદ્રની માફક આ વિશ્વત્યાગ કરીને હીજરત કરતા ત્યાં જાત ! તમારા રાજ્યમાં રહેવાનું ને તમારા અન્યાયો સહન કરવાના; એ જ અમારા ભાગ્યમાં લખાયલું લાગે છે.

હવે તમને વધુ કહેવા ઇચ્છા નથી. થોડું લખ્યું ઝાઝું કરી જાણજો અને આ ગરીબ માનવપર ગુસ્સો ચઢે ( જો કે ભૃગુઋષિએ આપને લાત મારેલી, તોપણ આપને ગુસ્સો નહિ ચઢેલો એવા સાત્વિક દેવ તમે છો છતાં પણ ચઢે ) તો અમે બનાવેલા નીતિસૂત્રોમાંનું આ સૂત્રઃ—

**सुलभाः मानवाः श्चैव देवेभ्यो प्रियवादिनः ।**
**अप्रियस्य न्यायस्य लेखकाः वक्ताश्च दुर्लभाः ॥**

આટલું વાંચ્યા પછી, અમને પેટપુરૂં ખાવાનું આપશો તો બે માળા વધારે ફેરવશુ અને તેને બદલે ઉલ્ટું છે તેય ઝુંટવી લેશો તો વળી એના જેવું તો એકકે નહિ; કારણકે એથી આદ્યશક્તિને ઝટ પમાશે ! ! ! એવાં કયાંથી ભાગ્ય કે તમારે હાથે મરવા વારો આવે !

## શંકર ભગવાનને      પત્ર ૪ થો

દુનીઆરૂપી શહેરની મ્યુનિસિપાલિટિ યાને સુધરાઇ ખાતું જો દેવલોકને ગણો તો તેના 'ભાંગફોડ ખાતા' યાને ડેવલપમેંટ ડીરેક્ટોરેટના ચીફ ઇંજનેર અને મેનેજર આ શંકર ભગવાનને ગણી શકાય! જ્યારે રસ્તામાં માણસોરૂપી ચાલતાં મકાનો વધી જાય, સડી જાય, જુના ખખ્ખ થઇ જાય કે વંઠી જાય, ત્યારે આ ખાતું તેને પાડી નાંખવાનું કામ કરે છે! જેમ **ઉત્પતિ** બ્રહ્માજીના ખાતાને સોંપાઈ, સ્થિતિ વિષ્ણુભગવાનની ઓફીસને સોંપાઇ, તેમ લય યાને વિનાશ કરવાનું અથવા તો આજના ટીકાકારોના શબ્દોમાં કહીએ તો ખંડનાત્મક કામ કરવાનું શંકર ભગવાનને સોંપવામાં આવ્યું! તેમના ચીફ ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ જમરાજા છે, જેમના નાના ઇન્સ્પેકટરો ઉર્ફે જમદુતો ગલીએ ગલીએ પોતાની કામગીરીપર ફરતા જ હોય છે!

આવું મારી નાંખવાનું ભયંકર કામ કરનાર દેવને ખુલ્લો કાગળ લખતાં પહેલાં સો વાર વિચાર કરવો પડ્યો છે! શરૂઆત કરવા માટે કલમ હાથમાં લઇ લઇને બસો વખત પડતી મુકવી પડી છે! મોતની બ્હીક આવે ત્યાં ગુજરાતીઓ—દાખલા તરીકે હું—બીજો વિચાર કરતા જ નથી; પરંતુ કલમબલમ કાને ચઢાવી, દેવદેવીઓને મંદિરમાં રહેવા દઇ મુઠી વાળીને નાસવામાં જ નફો સમજે છે અને તે કંઇ ખોટું કાર્ય નથી. મારે તો આ દેવને ભૂલી જ જવા વિચાર હતો, પરંતુ મારા દિલમાંના દેવે કાનની બુટ પકડીને એ દેવને યાદ આપ્યા છે અને મારી પાસે આ ખુલ્લો પત્ર જબરજસ્તીથી લખાવ્યો છે માટે (જેમ આજકાલના છાપાંવાળાઓ ચર્ચાપત્રોને

મથાળે હંમેશ લખે છે તેમ ) 'તેની સાથે મારૂં મળતાપણું માનવું નહિ!!!' મને આશા છે કે શંકર ભગવાન આ પત્રમાં મારી જવાબદારી છે કે નહિ તેનો અમારી અંગ્રેજી કોર્ટોમાં પહેલા ફેંસલો કરાવી, હું ગુન્હેગાર ગણાઉં તો જ પછી મારા શરીરરૂપી મકાનને પાડવાનો હુકમ કરે !!!

**આપનું ભોળપણ !**

હે મહાદેવ ! હે શંભુ ! હે ત્રિશુળપાણિ ! અમારા હિંદુશાસ્ત્રો-પરથી મેં જાણ્યું છે કે આપ બહુ ભોળા છો અને બીજા દેવો જ્યારે લાંબા તપ પછી પ્રસન્ન થાય છે ત્યારે તમે એક દિવસના તપમાં પ્રસન્ન થઈ જાઓ છો અને વરદાન આપવા માટે આવી પહોંચો છો ! ગમે તેવા અધમ માણસો હોય તોય તમારા ભોળપણનો લાભ લઇ તમને બનાવી ગયા છે ને વરદાન લઇ ગયા છે. જેમકે રાવણ; હિરણ્યકશ્યપુ; ભસ્માસુર વગેરે અનેક છે. વળી તમને રીઝાવવા માટે ઝાઝા ખરચની પણ જરૂર નથી, કારણકે માળીને બે આના લાંચના આપવાથી બીલીપત્રોનો ઢગલો મળે છે અને મુંબઈમાં જાહે-રમાં પાણીના નળ મફત છે અને એ બે વસ્તુપર તો તમે કુરબાન થઇ જાઓ છો. આજના મોંઘા વખતમાં તમારા ભક્તોને ઝાઝા ખરચના ખાડામાં ન ઉતારતાં તમને પહોંચવાની આ સસ્તી ટીકીટ રાખી છે એ માટે અમો માણસો 'આપનો આભાર માનવાનો ડગવ કરીએ છીએ.' હું જાણું છું કે આજકાલ 'હે હણુમાનજી, તમે મને ૫૦૦૦ રૂપીઆ આપો તો તમને શેર તેલ ચઢાવું' એવી રીતે દેવોને બનાવીને રૂપીયા કમાઇ લેવાની માનતા માનનારા માણસો છે. જેઓ એટલું પણ નથી જાણતા કે 'હણુમાનજી તેમને રૂ. ૫૦૦૦) દઇને શેર તેલ પામે તેના કરતાં વડગાદીપરથી જાતે જ રૂા. ૫૦૦૦)ના તેલનાં પીપનાં પીપ ખરીદીને તેમાં ડુબકાં ન ખાય ?' આ પ્રમાણે હું જાણું છું કે તમને મારી રમત અપ્રમાણિક લાગશે,

છતાં મહાદેવજી, આપ તો ભોળા છો અને મારા મનના વિચાર તરફ આંખો મીચી મારાપર પ્રસન્ન થવાનું **અગાઉથી** વચન આ-પતા હો તો હું આપને ઇસ્ટીમરો ભરીને બીલીપત્રો અને ટ્રેનો ભ-રીને પાણી મોકલવા તૈયાર છું. મને આશા છે કે મારી આ ઓફર ધ્યાનમાં લઇ મને વરદાન માંગવા કહેશો, તેમજ વરદાનમાં નોંધ કરી લેવા કૃપા કરશો કે મારે બીજું કંઇ જ જોતું નથી; માત્ર કુલ એક જ વસ્તુ જોઇએ છે અને તે એ છે કે 'આ પત્રથી મારાપર ક્રોધ ન કરતાં મને એવું કરી આપો કે વાલકેશ્વરના મારા ૫૫ માળના બંગલાની અગાસીમાં મારો પમો દીકરો તેના પૌત્રને રોલ્સરોઇસ મોટરમાં કરોડો રૂપીઆના ઢગલાપર બેસાડી રમાડે: તે હું મારી કોટની ઓફીસમાં લેખ લખતાં લખતાં તેને જોઉં.' આ ઘણી ટુંકી અને નજીવી માગણી છે, એટલું તો આપ પણ કબુલ કરશો અને વળી તે લોકહિતની વાત હોવાથી ( કારણ કે ગ‌ને એટલું ધન મળે તો એકેએક માણસને શ્રીમંત બનાવીને સુખી કરી નાખવાની મહાન યોજનાઓ હું ઘડી રહ્યો છું. ) મને આશા છે કે મારી 'માગણીનો માલ આપની સગવડે અને બનતી ઉતાવળે સપ્લાય કરશો; જે મળ્યેથી પહોંચ સ્વીકારશું અને બદલામાં અમારાં બીલીપત્રો ને પાણીના ડબ્બા રેલ્વે બુકીંગ બુકથી તુરત રવાના કરશું !'

જો કે ઉપલા જવાબની આશા રાખતો હું છું, આપનો તાબે-દાર અને વિશ્વાસુ સેવક, જદુરાય ખંધડીઆ: છતાં મને કહેવા દો કે આપ આમને આમ બધું ભોળપણમાં ગુમાવી દઇને જ ભીખારી થઇ ગયા છો અને સ્મશાનમાં રહેવા જવું પડ્યું છે ! તમને રહેવાને ગામમાં ઘર નથી ને સીમમાં ખેતર નથી ! બીલીના પાતરાં ખાઇ પાણી પીને સ્મશાનમાં સુઇ રહેવું એવી ગરીબી તમે હાથે કરીને જ વ્હોરી લીધી છે તેમાં અમે શું કરીએ ? હું તો સલાહ આપું છું કે તેમાં વિષ્ણુ ભગવાન, જે બ્રીટીશ વેપારી જેવા ચતુર વાણીઆ છે,

એમ હું મારા ગયા પત્રમાં સાબીત કરી ગયો છું. તેમની ચાલાકી જાણી લઇ હવે આપે માથું ઉપાડી વિષ્ણુલોકમાં જવાબ લેવા જવું જોઈએ. જે જે ભકતોને કરોડો દઈ દીધા છે તેમની પાસેથી વ્યાજ સાથે પાછા માગવા જોઇએ. તો જ તમે ગોડણુ સમો રોટલો પામશો. તમને તો ફક્કડ ભાઇને શું, પરંતુ બીચારાં પાર્વતીજી, જે તમને પરણીને કંઈપણ પામ્યાં નથી, તેમના નામથી કંઈપણ રકમ તમારે અમારી બેંકોમાં જમા મુકવી જોઇએ; અથવા તમારો વીમો ઉતરાવી, તેના નામપર પોલીસી કરી રાખવી જોઇએ. ટુંકમાં જો કે અલબત્ત 'ખુશામત તો ખુદાને ય પ્યારી છે,' પરંતુ આપને તો ખોટકારક રીતે પ્યારી છે અને જે માગે તેને દઇને "બાવાજી ઉઠયા ને બગલમાં ખાલી હાથ" રાખી ફરો છો તેમાં તમને પોતાને જ નુકસાન છે. આપે હવે આ **આપની વિચિત્ર રીતભાતો વિષે** વીસમી સદીનો જમાનો જોઇ કંઇક રીતભાત રાખતાં શીખવું જોઇએ. આખી દુનીઆ શરીરને જરૂરી તેમજ ફેન્સી વસ્રોથી ઢાંકીને ફરે છે, જ્યારે તમે હજી એ જુના વિચારના એકાદ વલ્કલનું પંચીઉં પહેરી રાખો છો તમે તેથી મર્યાદાનો ભંગ થાય છે. અમારૂં અમેરિકા ધમધોકાર મદિરા–બંધીને માર્ગે ધસી રહ્યું છે અને અંગ્રેજી રાજ્ય જો કે ઢચુપચુ છે, છતાં એ માર્ગે ઢસડાઈ રહ્યું છે, ત્યારે તમે તો 'પીવામાં' કમાલ કરી છે! એકલી ભાંગથી અમલ નહિ ચઢયો ને દારૂ ચઢી તે ઝેર ગટગટાવી ગયા એમ માનવું કે દેવો સાથે વાદે ચઢવાથી ઝેર પી ગયા, જે ગરમ પડી ગયું, એટલે ઠંડક કરવા રોજ રોજ ભાંગ પીવાની ટેવ પાડી છે! બેમાંથી શું માનવું? ગમે તેમ તોય તમને એ વ્યસન પડયું છે તે ઠીક નથી. જમાના પ્રમાણે તમારે વ્યસનોની વસ્તુ બદલીને ઘોડા છાપ વીસ્કી બ્રાન્ડી અથવા ચીરૂટ સીગારેટ પીવાની ફેશન સ્વીકારવી જોઇએ. ત્યારપછી ગળામાં મઝેના સોના મોતીના દાગીના, અમારા હિંદુ સ્રી પુરૂષો ખડકે છે તેમ

પહેરવાને બદલે અથવા અમારા યુરોપીઅનો કડક કોલર નેકટાઇ પહેરે છે તેને બદલે તમને નાગ વીંટાળવાનું સૂઝયું એ તે કઇ જાતની ફેશન? એ શું તમારૂં મફલર છે કે ગલપટ્ટો? પેલી દેવોની અપ્સરાઓ તમને લોભાવવા માટે દ્રાય કરી રહી છે ને ગળામાં હાથ નાંખવા માટે આતુર થઇ રહી છે, તેને અટકાવવા માટે ગળા પર ચોકી પહેરો તો નથી બેસાડયો ને? પણ યુરોપીઅન બૈરાંઓ સુંવાળપ માટે સસલાનું ચામડું ગળે નાંખે છે, તેમ કદાચ સુંવાળપ માટે જ તમે નાગ ગળામાં રાખ્યો હશે. અમારા મદારીઓ માફક તેનો ઝેરી દાંત પાડી નાંખીને રાખ્યો હોય તો તો જાણે મને ખાસ વાંધો કંઈ નથી. એ તો જેનો જેવો મત, પણ ત્યાર પછી અમારા દયાધર્મી હિંદુઓ માફક ધર્મની દૃષ્ટિએ અથવા અમારા મહાત્મા ગાંધીજીના કહેવા પ્રમાણે આર્થિક દૃષ્ટિએ દુર્બળ તો દુર્બળ એકાદી ગાય રાખવાને બદલે અથવા અમારા પારસી યુરોપીઅન બંધુઓ (મોટે ભાગે બ્હેનો) ની ફેશન પ્રમાણે એકાદું સ્કોટિશ ટેરીઅર કુતરૂં પાળવાને બદલે તમે આખલો તે કયા દૃષ્ટિબિંદુથી પાળ્યો છે, તે તો અમારી અક્કલમાંય ઉતરતું નથી! કોઇ અંગ્રેજ તમારી તો ઠીક પણ અમારી અક્કલપર હસશે કે અમે આવા આખલા–પાલક દેવોના પૂજક છીએ! કદાચ વાહન તરીકે તેનો ઉપયોગ કરતા હો તો તમારે હવે એ જુના ધીમી ચાલના વાહનો રદ કરી ગાડી મોટર વસાવવાં જોઇએ. પૈસાની તંગી હોય તો સસ્તામાં સસ્તી ફોર્ડ મોટર મળે છે ને તે પણ હપ્તા સીસ્ટીમથી–એવી રીતે કે રોકડેથી ૨૨૦૦ માં મળતી હોય તો હપ્તાથી ૧૨૦૦ રોકડા ને ૧૦૦–૧૦૦ ના દશ હપ્તા!!! તમારે હિમાલયના કૈલાસ બેઠા એવું જે કંઇ 'જોઇતું કરતું' હોય તે મંગાવજો. અમે કમીશનથી કીફાયત ભાવે ઘરાકને સંતોષ મળે તે રીતે આજ ૨૦ વર્ષથી મુંબઇમાં કામ કરી રહ્યા છીએ. એકવાર ઓર્ડર આપી ખાત્રી કરજો.

છેવટ હવે આપના આચારવિચાર સુધારી કંઇ વાણીઆ

બ્રાહ્મણ ગણાઓ તો સારૂં. પ્રથમ તો તમારો પાડોશ બહુ ખર
છે ને લત્તો તો તદ્દન નકામો! ભૂત, પ્રેત્ત, પલીત વગેરે
સોસાયટીમાં આપ ફરો છો તે ખુરાની સોબતે સારો પણ ખુરો ક
વાય છે, માટે હવે કહેવું માની કોઇ સેન્ડહર્સ્ટ રોડ જેવા લત્તા
રહેવા આવો તો તમને પાડોશ, સોસાયટી બધું સારૂં મળી રહે
ઉપરાંત નળ જાજરૂ, બત્તી વગેરે બધી સગવડો ને છતાં ભ
૧૦૦ પરથી ૧૫૦ કરવાના હતા તે વિચાર ઘટાડીને ૧
રાખ્યું છે ! ! !

## આપના ક્રોધ વિષે:

ખરૂં પુછો તો અમારા હિંદુ બંધુઓને આપની સાથે ૪
થી ૫૦૦ વર્ષની ઓળખાણ છે; કારણ કે પહેલી ઓળખાણ શ્રી
શંકરાચાર્યે ( ૧ લાએ ) કરાવી. આ કંઈ બહુ લાંબી 'વેદ
વારાની' ઓળખાણ ન કહેવાય; એટલે આપનો સ્વભાવ કેટલો
અને તામસી છે તેના ચોક્કસ આંકડા અમારી પાસે નથી.
બ્રાહ્મણો કહે છે કે ક્રોધના અવતાર જેવા દુર્વાસા, તેનાથીએ અ
ક્રોધમાં ચઢો છો. પણ આ વાત અમારા માન્યામાં નથી આવ
હું આક્ષેપ કરવા રજા લઉં છું કે આપને ક્રોધ છે જ નહિ ને
કદાચ હોય તો તે એકલા હિંદુઓ સામે જ છે. જ્યારે મુસલમા
સામે ક્રોધ કરતાં આપને ૧૦૦ વાર વિચાર કરવો પડે છે! જુ
દાખલો: કહેવત છે 'મીંયા ને મહાદેવ બેનો જોગ કદી ખાય
નહિ.' એટલે કે મીંયાભાઇ પાસે આવતાં તમે પાછા ફરી બીજે મા
જાઓ છો એ વાત ખરી? વારૂ, હિન્દુસ્તાનના ઇતિહાસમાં મુસલમાનો
જ્યાં ત્યાં તમારાં જ લિંગો ને તમારી જ મૂર્તિઓ તોડી છે,
તમને જરાય ક્રોધ ચઢેલો હોય તેવું ઇતિહાસમાં નથી. હોત તો મ
મદ ગીઝની સોમનાથથી સ્વર્ગમાં સીધાવ્યો હોત! ત્રીજો દાખલ
રજપુતો જ્યારે જ્યારે લડયા છે ત્યારે "હર હર મહાદેવ" એ

તમારા જ નામનો પોકાર કરીને રણમાં લડતા હતા, જેથી કરી તેમને " શત્રુનો વિનાશ " કરવાનું વધારે જોર ચડે; પણ તમે તો શત્રુને બદલે બોલનાર પર જ ગુસ્સો ઠાલવ્યો હોય તેમ લાગે છે અને તેથી જ બધી લડાઇઓમાં રજપુતો ખલાસ થઇ ગયેલા અને છેવટ દેશ શત્રુને હાથ ગયેલો જણાય છે. આ તે તમારો કેવો વિચિત્ર ક્રોધ ? મને તો લાગે છે કે તમને ક્રોધ કરતાં આવડતો જ નથી ! ક્રોધ શીખવા માટે તમારે અમારા જનરલ ડાયર અને અંગ્રેજી અમલદારો પાસે જવું જોઇએ ! તમને ખરેખર જ ક્રોધ હોત અને તેને અમલમાં મેલવાની શક્તિ હોત તો બાણાસુરથી ભાગી વિષ્ણુને શરણે તમે શું કામ ગયા ? રંભાને શું કામ કામણ કરવા દીધું ? કામદેવ જેવા નરમ સુંવાળા પ્રેમભર્યા દેવને બાળ્યો, તેમાંથી કંઇ તમારી શક્તિ અને ક્રોધનો પુરાવો નથી મળતો; પરંતુ તમારામાં પ્રેમશૌર્ય ( chivalry ) ના સ્પીરીટની ખામી હશે તેવું અનુમાન થાય છે. આ પ્રમાણે જ્યાં જોઇએ ત્યાં ક્રોધ નથી વરસાવતા અને જ્યાં નથી જોઇતો ત્યાં ખુબ વરસાવો છો, એ બતાવે છે કે તમને દાવપર સોગઠી મારતાં આવડતી નથી, અથવા ભાંગના નિશામાં નિશાન ચુકી જાઓ છો ! અમે ઇચ્છીએ છીએ કે એક દહાડો તમે તમારા પર જ આવો ક્રોધ કરી નાખો !

## તમારી નોકરી

સૃષ્ટિનો લય કરવાની છે, તે ઉપર પ્રમાણે જોતાં તમે કાર્યસાધક રીતે ( efficiently ) બજાવી હોય તેવું જણાતું નથી. માણસોને ખુબ વધવા દ્યો છો, ત્યાં સુધી ભાંગમાં અને પ્રમાદમાં પડ્યા રહો છો અને પછી ધરતી તરફથી ફરીઆદ આવે કે હવે ભાર નથી ઝીલાતો ત્યારે આંખ અચાનક ઉઘાડીને પછી સપાટાબંધ પ્લેગ, કોલેરા, દુકાળ, લડાઇ વગેરે ' માણસરૂપી મકાનો પાડવાની ' યોજનાઓ અમલમાં મેલી ઘાસ કપાય તેમ માણસ કાપવામાં સપાટો

ચલાવો છે. આ તે કઇ જાતની ઘાતકી રીત? એમ છચોક માર-વામાં તમને કોઇ ક્રૂર કહેશે, એની બ્હીક પણ તમને નથી લાગતી? ધીમે ધીમે ઉંદર ફુંક મારતો જાય ને કરડતો જાય એમ છુપી રીતે મારતા જાઓ તો તેમાં તમારી જ આબરૂ વધશે અને તમને 'લય'ના દેવને બદલે ' દયાના દેવ 'નો ઇલ્કાબ મળશે. વળી માણુસ મારવામાં પણ તમે પાછું વાળીને જોતા નથી. આ જીવ મરાય કે નહિ, આની તારીખ પાકી છે કે નહિ, એ કંઇપણ જોયા વગર ' હાથમાં આવ્યો તેને શુળીએ ચઢાવો ' છો. કેટલીય નાની બાળાઓના પતિ તમે બાલપણમાં આંચકી લીધા છે. તો તમને એટલો વિચાર પણ ન થયો કે એ બાલ-વિધવાઓનું શું થશે? તમને ખાત્રી ન થતી હોય તો ઠાકુર શિવનંદનસિંહના 'દેશદર્શન' પુસ્તકમાંથી બાલવિધવાઓના આંકડા જોઇ લેજો. કેટલાંય ઘરડાં માણસોને જીંદગીમાં કંઇ કંઇ કરવાની હોંસ રહી ગઇ હોય છે, તેને અદ્ધર રહેવા દઇ તમે બોડી-વારંટ બજાવો છો. કેટલાય શ્રીમંતોને મરવું નથી ગમતું, છતાં તમે તેના સ્વાતંત્ર્યપર હથોડો મારી કાંડાબાવડાના બળથી તેને ઉડાવી લ્યો છો.

સેંકડો ( મારા જેવા ) દુ:ખીઆઓ મોત માટે માળા ફેરવી રહ્યા છે ત્યારે તમને તે દિશા જ સુઝતી નથી. ટુંકમાં કોણ મરવા-લાયક છે, મરવા ઇચ્છે છે, તે જોયા વગર તમે જેને તેને પકડી જાઓ છો, તેમાં હું ધારૂં છું કે તમારા સુપ્રીન્ટેન્ડન્ટ જમરાજાની યાદી બનાવવાની જ ખામી છે અને તમને ત્રણ ત્રણ આંખો છે, છતાં જોયા વગર જ તમે એ મરણ-વારંટોપર સહી કરી નાંખો છો. બ્હેત્તર છે કે તમે એવા સુપ્રીન્ટેન્ડન્ટને ડીસમીસ કરો. નહિ તો અમારે આ તમારૂં ભાંગફોડ ખાતું તદ્દન કાઢી જ નાખવા માટે આદ્યશક્તિને તાર કરવો પડશે. દુનિયામાં ગાય-બકરાં મરાવવા માટે માંસાહારી માણસો સર્જીને કતલખાનાં બનાવરાવ્યાં એમાં જ અમને માત્ર તમારી કંઇક કદર થાય છે, કારણ કે એમ કરતાં કરતાં કોઇક દિવસ માણસનાં કતલખાનાં ઉઘડશે અને પછી માણસો નિરાંત જીવે

ત્યાં મરવા જશે; એટલે તમારા પ્લેગ, કૉલેરા ને લડાઈની ધાસ્તી તો નહિ ? ! ! !

છેવટ તમોએ તમારા વાર તરીકે સોમવાર રાખ્યો તે ઠીક નથી; કારણ કે તે દિવસ અઠવાડીઆનો પહેલો દહાડો હોવાથી બધે જ ધંધાની ધમાલ રહે છે અને તમને યાદ કરવા વખત નથી મળતો. વળી અઠવાડીયું થાય ને તરત તમારા નામની ઉપાધિ, એય ઝાઝી ઉપાધિમાં હવે માણસોને ઠીક નથી લાગતું. માટે વરસમાં એક જ દહાડો—દાખલા તરીકે સોમવતી અમાસ ને શુક્રવાર—એવો કોઇ વાર ગોતી તે દિવસને " મહાદેવ ડે " તરીકે બેંક–હોલીડેના લીસ્ટમાં રજીસ્ટર કરાવી નોંધી દ્યો તો હમેશની ઉપાધિ મટી જાય.

હિંદમાં તમારા ૪ મઠો છે અને બધાના જુદા આચાર્યો. જેને તમે તમારી ધાર્મિક એજન્સીઓ આપેલી છે તેમની વચ્ચે કાયમનો કજીયો ચાલ્યા કરે છે. તો હવે એ કજીયા તરફ તમારી ત્રીજી આંખ ખોલો તો તમારી, અમારી ને હિંદની આબરૂ સચવાશે.

હજી તો ઘણું કહેવા જેવું છે. પરંતુ આ ઉપર થોડું લખ્યું ઝાઝું કરી જાણો અને તમારા આચાર–વિચારમાં થોડા ફેરફાર કરો તો મહેરબાની.

**તા. ક.** પત્ર લખી રહ્યા પછી એક વાત યાદ આવે છે. આકાશમાંથી પડતાં ગંગાજીને તમે શિરપર ઝીલી લીધાં એવી વાત સાંભળી છે. મારૂં કહેવું માનો તો તાતા હાઇડ્રોલીક પાવરની યોજના માફક ત્યાંથી તમે ખસી જાઓ અને એ પ્રવાહને પત્થરપર પડવા દ્યો તો તેમાંથી વીજળી પેદા થવાનો સંભવ છે, જે સંગ્રહી શકાય અને તે માટે એક મોટી કંપની ચાલુ કરી શકાય. વળી ગંગાજીના પાણીમાંથી બનેલી વિજળી પણ ' પવિત્ર વીજળી ' તરીકે ગણાશે એટલે ઘરાકી ફાટી નીકળશે ને કરોડો રૂપીઆ મળે તેમ છે. જો ધ્યાનમાં આ વ્યવહારીક વાત ઉતરે તો, કોઇ યુરોપીઅન એંજીનીયરને બોલાવી વધુ વિચાર કરજો. હું સેક્રેટરી થવા તૈયાર છું ! ! !

श्री गणेशाय नमः

**શ્રી ગણપતિ દાદાને !** **પત્ર ૫ મો**

હે મોટા ઉદરવાળા, હે હાથીમુખી, હે લાડવાપ્રિય, હે ઉંદર-વાહન, દાદા ગણપતિ ! આ આજના ભણી ગણીને વંઠી ગયેલ દીકરાના આપને કોટાનકોટી પ્રણામ છે. કોઇ દિવસ નહિ ને આજે જ, દાદાજી, તમારી તહેનાતમાં આવી ઉભો છું તે માટે ક્ષમા આપજો: કારણકે અમે છોરૂ કછોરૂ થઇએ, કંઇ આપ માવતરથી કમાવતર થવાય છે ? એ કહેવતનો લાભ લઇ આજ આપને આ ખુલ્લો પત્ર લખી બે ઘડી " કછોરૂ " થવા રજા લઉં છું, તો ક્રોધ ભરી સૂંઢ ન ઉડાડતા દાદા !

મારા હિંદુ બંધુઓમાં મનાતા આદ્યશકિત, તેમજ મહાદેવ ત્રિપુટીને પત્રો લખ્યા પછી તરત આપને આંગણે નજર દોડાવું છું; કારણકે શાસ્ત્રોમાં આપને વરદાન મળેલું કહેવાય છે કે બધા દેવો કરતાં આપની પૂજા પહેલી થશે અને એ પ્રમાણે આજકાલ દરેક હિંદુ પહેલાં આપને પૂછીને પછી જ ધર્મમાં, સંસારમાં, વહેવારમાં વેપારમાં ડગલું દે છે. સાહિત્યક્ષેત્રમાં અસલના કવિઓ " પ્રથમ સમરૂં ગણપતિ " કરીને પછી જ " સરસ્વતીને લાગું પાયજી " ગાતા. જ્યારે આજના લેખકો ને વિદ્વાનો, વાંચકો ને સાહિત્યરસિકો " શ્રી ગણેશ " ને યાદ કરીને પછી લખતા વાંચતા હોય એવું જોવામાં આવતું નથી; એટલે આપનું ધાર્મિક પ્રાબલ્ય જો ઘટી ગયું હોય તો એ ક્ષેત્રમાં જ અને તે પણ ઇ. સ. ૧૯૦૧ થી ! આમ એક ઠેકાણે તમે ભલે પુરેપુરા ન પુજાતા હો, છતાં હિંદુ

દુનીઆમાં ખૂણે ખૂણે આપ વ્યાપેલા છો અને અગ્રે અગ્રે શ્રીગણેશ છો, એટલે જ બીજા નાના દેવોને પૂછતા પહેલાં સૌથી પ્રથમ આપને જ આ પત્ર લખી રહ્યો છું. વાલકેશ્વરના મહાન બંગલામાંથી હમણાં જ પરેલની ખોલીમાં હું ઘર બદલી ગયો છું, તે માટે મારૂં નવું સરનામું નોંધી રાખી ત્યાં જ આ પત્રનો જવાબ આપશો તો કૃપા. આટલી પ્રસ્તાવના કરી લઇ હવે હું મુદ્દાપર આવું.

દરેક હિંદુભાઇ કોઇપણ મંદિરમાં દેવ સ્થાપતાં પહેલાં આપની સ્થાપના કરે છે. આપની પૂજા કરી પછી બીજા દેવની પૂજા કરે છે. દરેક જણ પરણતા પહેલાં 'શ્રીગણેશ'ની સ્થાપના કરે છે. દરેક વેપારી બીઝનેસ શરૂ કરતા પહેલાં પહેલે પાને (પાછળ પાને નહિ) સૌથી પહેલું ' શ્રી ગણેશાય નમઃ ' લખે છે ને પછી શ્રી રત્નાગર સાગરની મહેર માગે છે ! દરેક કંકોત્રીમાં મથાળે આપને બેસાડી ' શ્રી ગણેશાય નમઃ ' કર્યા પછી લગનની ખબર આપવામાં આવે છે. આમ બધેબધ આપની પૂજા થતી જોઈ આપને તો ઘણો આનન્દ થતો હશે; પરંતુ એ પૂજા પાછળ શ્રદ્ધા અને ભાવ, હેતુ અને હકીકત શું છે, તે જાણ્યા પહેલાં કે જાણ્યા છતાં આંખ મીંચીને આપ રાજી થઈ મ્હાલવા લાગો, એમાં તમને ખબર છે કે તમારી કેટલી બદનામી થઇ રહી છે ? જે વેપારી ચોપડાને પહેલે જ પાને તમારૂં નામ લખે છે તે બીજે પાને કાળાંધોળાં કરી મેળવેલો નફો જમા કરે છે ! તમારી પીઠપર જ લખે છે ! તે માટે તમે તમારા ભગતની કંઇ ખબર લીધી છે ? પણ બનવા જોગ છે કે તમને અમારી માફક પીઠ દેખાતી નહિ હોય અથવા અવસ્થાને લીધે આંખ જરા નબળી પડી હશે ! એ વેપારી–ભગત તો જાણે સમજ્યા, પણ તમે કંકોત્રીમાં શિખરપર બેઠા હો અને તમારા ચરણ પાસે જ 'બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન, વરવિક્રય' વગેરે કજોડાંનાં મંગળ લગ્નો ( ! ) લખાય ત્યારેય તમે 'શિખરપરથી દ્રષ્ટિપાત' નથી કરી શકતા ! તમારૂં નામ લઇને કેવા લાકડે માંકડા જોડવામાં આવે છે, એ તો

તમે જરા અમારા સરકારી આંકડાઓ જુઓ તો ખબર પડે. તમારા નામથી મંગળ મુહૂર્ત કરીને કરેલા વેપારોમાં ખોટ જાય, લગ્નોમાં ભયંકર પરિણામ આવે, મંદિરોમાં પાપાચાર ચાલે ત્યારે તમારા નામનો જાદુમંતર ક્યાં ગયેલો માનવો, દાદાજી ? તમનેય શું અવસ્થા નડવા લાગી છે કે નરમ પડી ગયા છો ? હાથી જેવા દેખાઓ છો છતાં આમ બકરા જેવા નરમ સ્વભાવ કેમ છે ? આ તો તમે મહાત્મા ગાંધીની માફક લોકપ્રિયતા કેમ ગુમાવી બેઠા છો તેનું વર્ણન થયું; પરંતુ હવે તમારૂં પોતાનું જીવન જોઇએ.

" ગણપતિ દાદા મોરીઆ " આમ અમારો દરેક ઠીંગુજી તમને યાદ કરે છે. પરન્તુ તમને દાદાનો ઇલ્કાબ કોણે, કયારે અને શી બહાદુરી માટે આપ્યો તેનો કયાંય ઇતિહાસ મળે તેમ છે ? ચંદ્ર દાદા, સૂર્ય દાદા, નાગ દાદા નહિ ને તમે દાદા કયાંથી થઈ ગયા ? વળી એ જ બાળકો તમારૂં વાહન જે ઉંદર તેને મામા કહે છે ! એટલે તો એમજ થયું કે મામાપર દાદા સ્વારી કરીને ફરવા નીકળે છે— જેમ જસ્ટીસ ચંદાવરકર પોતાની પીઠપર બાળકને બેસાડી ઘરમાં ઘોડો બનીને ફરતા તેમ ! અમને એનો વાંધો નથી, પરંતુ તમે દાદા છો જ એ માટે તમારે સાબીતીઓ તો આપવી જોઇએ ? દાદા તરીકે વર્તી બતાવવું જોઇએ ! અમારા દાદાઓ દાંતબાંતને રજા આપી, હાથમાં હોકો લઇ, ઓસરીની ગાદીપર સવારથી બેસે છે ને બધા ગામની ખબર રાખે છે; ત્યારે તમે તો સામે પડેલી લાડુની થાળીપર જ નજર રાખી બેસો છો ને જેટલા લાડવા એટલા મણકા માની ખાવાની માળા જપતા હો એવું તમારા ચિત્રપરથી તો લાગે છે. એ ચિત્ર હિંદમાં ઠેકાણે ઠેકાણે આને બે આને વેચાય છે. હવે એ ચિત્ર જો તમારી બદનક્ષી જ કરતું હોય તો અમારી અંગ્રેજ સરકાર માફક તેને જપ્ત કેમ નથી કરતા ? હજારો વર્ષ થયા છતાં જપ્ત નથી કર્યું; એટલે 'મૌન એટલે સંમતિ' એ અંગ્રેજી કહેવત પ્રમાણે તમે એવા લાડવારસિક જ હોવા જોઇએ

એમ માનવું પડે છે. એમ હોય તો, દાદાજી, તમારા લાખ્ખો ભગતો એક ટંક પુરો રોટલોય ન પામે ને તમારા કૃષ્ણ ભગવાનને છપ્પન-ભોગ જોઇએ, ને તમને લાડવા જોઇએ, ને બીજા દેવોને પણ મિષ્ટાન્નો જ જોઇએ. એ રીત તમને શોભે છે ખરી ? સવારમાં સૌથી પહેલું તમારૂં નામ લેનાર હિંદી રાતે ભુખ્યા પેટે સુઇ જાય ત્યારે તમને મીઠી ગોળીઓને બદલે જુલાબની ગોળીઓ આપવાનું મન થઇ જાય છે ! હવેથી આશા છે કે તમે એ લાડવા વહેંચી દઇ નજર પાસે ખાલી થાળી જ રાખશો.

અને ઉંદરપર અસ્વારી એ તે કઈ જાતની સાહ્યબી ? શું હાથી ઉંદરપર બેસી શકે ? અમારા પારસી બંધુઓના શબ્દોમાં કહીએ તો કોમન સેન્સમાં બી એ નથી ઉતરતું !

તમે જાણો છો કે તમે કેવું ભયંકર વાહન વસાવ્યું છે ? મુંબઇમાં તો એ ઉંદરો મારે તેને ઇનામ અપાતાં ! હજી પણ ગટરના રાક્ષસી ઉંદરો બીલાડાંને મારે છે, ઘરમાં દાણાના ડબ્બા, ગાદલાં ઓદડાં અને કુમળા પગ બધું ફોલી ખાય છે, પ્લેગ ફેલાવે છે. એ બધા ત્રાસનો તો તમને પોતાને અનુભવ થયો હોય તો ખબર પડે ! આ ત્રાસથી અમે એને મારીએ નહિ તો શું પાટલે બેસાડી પુજા કરીએ ? ખુદ કૃષ્ણ ભગવાને પણ દુરાચારી કંસ મામાને મારેલા ! તો અમે પામર માનવો એ ત્રાસદાયક ઉંદર મામાને મારવા પાંજરાં બનાવીએ કે દવાઓ કાઢીએ કે બીલાડાં પાળીએ એમાં તમને ખોટું તો નથી લાગતું ને ? ખોટું લાગતું હોય તો બે લાડવા વધારે ખાજો. તમારા વાહનની જ્ઞાતિની બહુ દાઝ હોય તો તેમને આમ બ્હારવટીઆ થવાનું શિક્ષણ આપવાને બદલે કાયદો પાળે તેવી રાંક પ્રજા બનાવી હોય તો અમારે મારવા પડે ખરા ? પણ અમને તો અજાયબી એટલી જ લાગે છે કે યુગ યુગની આપની સોબત, છતાં એ ઉંદરો હજી સુધર્યા જ નહિ, એ તે કેવી

વાત ? પણ તમે પેલા 'મહેતાજી મારે નહિ ને ભણાવે નહિ' એમ વર્ત્યા હો તો તો તમને ન વઢાય ! છતાં હવે તમારા એ વાહનોને વારો તો સારૂં નહિ તો અમે તો ઠીક; પરંતુ યુરોપીઅનોને જો ગુસ્સો ચઢયો ને તેની પાછળ વિજ્ઞાનની લાકડી લઈને દોડયા તો એટલા બધા ઉંદરો મારી નાખશે કે આ પૃથ્વી નઉંદરી કરી મેલશે ને તમને એક ઉંદર સમ ખાવા કે બેસવાય નહિ મળે; તો પછી અમારો વાંક ન કાઢશો ! માટે એક ઉંદર તો તમે અત્યારથી ચેતીને જરૂર ખીલડે બાંધી રાખજો ।

છેવટ દાદાજી, તમને શરીર ફાંદાળુ લાડુભટના જેવું ને મોઢું હાથીના જેવું કેમ ગમ્યું તેનો કંઈ ખુલાસો ? શાસ્ત્રોમાં તો ફેંકવામાં આવ્યું છે કે શંકરે તમારૂં ડોકું કાપી નાખ્યું હતું, ને પછી તેમને ખબર પડી કે તમે તો તેમના ચીરણજીવી કુળદીપક કંદોરાના પહેરનાર છો, ત્યારે તેમને પસ્તાવો થયો ને માથું ગોતવા ગયા પણ ન જડયું; એટલે જે પહેલું આવે તેનું માથું તમારા ધડપર ચોંટાડી દેવાનો નિશ્ચય કર્યો. હાથી જ પહેલો આવ્યો, એટલે તેનું માથું કાપીને તમને દીધું. તમને આ રીતે જનમવું ગમ્યું છે કે નહિ તેનો શાસ્ત્રોમાં ઉલ્લેખ નથી, પણ તમે પોતે શું ધારો છો એ જાણવા અમને બહુ ઇચ્છા છે. તમને આવું કદરૂપ ગમે છે ખરૂં ? શા માટે વિષ્ણુભગવાનની માફક પીળાં પિતાંબર, ગૌર શરીર, કામણગારી આંખો વગેરે તમનેય નથી ગમતાં એમ અમારે માની લેવું ? વળી શંકર દાદાને ( ધ્યાન રાખજો તમારા બાપદીકરા વચ્ચે ફેર ન રાખતાં અમે બન્નેને દાદા જ કીધે જઇએ છીએ. ) શું તમારૂં માથું જ ન જડયું ! બ્રહ્માજીને ત્યાંથી એકાદું સુંદર માથું માગી આણ્યું હોત તો શું ના પાડત ! પાડોશમાં જ સગવડ છતાં શું લેવા જવાની આળસ આવી ? ગમે તેમ પણ એમ જ જો થયું હોય તો પોતાના જીવન ખાતર હાથીનો જાન લેવો એવું દેવો તો ન જ કરે, એમ અમે માનીએ

છીએ અને છતાં દેવોના શાસ્ત્રોમાં એવું બનેલું જણાય ત્યારે અમે "બે ઘડી અજબ" થઇએ છીએ અને યવનો "બે ઘડી મોજ" પામે છે ! હવે કંઈ તમે તમારો ખુલાસો બ્હાર પાડો તો સારૂં. ગામમાં બહુ ગેરસમજો ચાલે છે. મુંબઇનો કોઇ પણ છાપાવાળો તમારો ખુલાસો જરૂર છાપશે એમ મને ખાત્રી છે.

તમારા મોટાભાઈ કાર્તિકસ્વામીને તો તમને મળતી પૂજામાં તમે ભાગ આપતા હો એમ લાગતું નથી. તમારી વાત તમે જાણો, પણ અમારો કોઇ વકીલ બારીસ્ટર જો તમારા ભાઇની પડખે ચઢયો તો તમારે જ કોર્ટે ઘસડાવું પડશે, એ નક્કી માનજો ; કારણ કે તેઓશ્રી આજકાલ ગમે તેવા કલાયન્ટને મુકતા નથી ને દરરોજ નવાનવા કુળની શોધમાં ફરે છે.

ભાઇએભાઇમાં ભાગલાગ વહેંચવાનો નિર્ણય થાય તો લાડવા તેમને દઇ દ્યો ને ઉંદરો તમે રાખો તો હું ધારૂં છું ઝગડો નહિ પડે; કારણ કે બીજે જ દહાડે ઉંદરો તમારૂં ઘર ખાલી કરી ત્યાં લાડવા ખાવા જશે, એટલે તમે ઉંદર વગરના થશો ને તે લાડવા વગરના રહેશે ! આવી સુંદર વહેંચણી બીજે કયાંય સાંભળી હોય તો કહેજો !

છેવટ દાદાજી, હવે ગોખલામાંથી નીકળી ઓટલા પર આવો અને તમારા હિંદુ ભગતોપર તમારી સુંઢદ્વારા કૃપાનું પાણી છાંટો તો સારૂં. વેળાસર ચેતો તો ઠીક છે, નહિ તો મ્યુનિસિપાલિટિઓ કુવા તળાવ પુરાવી રહી છે અને ગોખલા ટાંકાં પુરાવવા બ્હાર પડશે તે ચોક્કસ છે ! ખાસ કરી ત્યાંથી બ્હાર નીકળીને આજકાલના એકેએક લેખકને લેખની કે કવિતાની શરૂઆતમાં શ્રી ગણેશાયનમઃ લખતાં જબરજસ્તીથી શીખવાડો તો જ તમારી સત્તા જે હવે સાહિત્ય-જગત્‌માં તો આથમવા બેઠી છે, ત્યાં ટકી રહેશે. જેમકે રા. ચંદ્રશંકર પંડયાઃ "સમજાવશો કોઇ શીલસુરી ઉન્હાં ઉન્હાં ચુંબનતણી"

એ કાવ્ય લખે તે પહેલાં તે શ્રી ગણેશાય નમઃ કરે અને કોઈ મસ-તપખીર 'બોડકું માથું' લખે તે પહેલાં "ગણપતિને લાગે પાય!" સમાજ–જીવનના તંત્રી પણ પુંઠાપર મોટા લાલ અક્ષરે 'શ્રી ગણેશને નમન' કરે ને પછી જ પાનાં છાપે. આમ બધા કહેવાતા વિદ્વાનોને કાનની બુટ પકડીને ઠેકાણે લાવવા, ગણપતિ દાદા, તમારે હવે "ઉઠવું, જાગવું અને કામે લાગવું જોઇએ."

[ખાનગીઃ બધા લેખકો ને છાપાંઓ જોગ અલ્યાઓ ચેતજો. જો દાદો આવશે તો બધાને મારશે. માટે સૌ હવેથી ગણેશજીને પગે લાગી પછી જ કાગળપર કલમ ચલાવજો.]

ત્યાં સુધી રામરામ છે, દાદાજી.

## મંગલાચરણ

અચ્યુતમ કેશવમ શ્રીરામ નારાયણમ્
શ્રી કૃષ્ણ દામોદરમ્ શ્રી વાસુદેવમ હરે
શ્રીધવમ માધવમ શ્રી ગોપિકા વલ્લભમ
શ્રી જાનકીજી નાયકમ શ્રી રામચંદ્રમ્ ભજે

શ્રી સત્યનારાયણની કથા થઇ ગયા પછી એ કથાનું 'ગોડ સેવ ધ કીંગ' તે ઉપર પ્રમાણે! મારા પત્રની કથાનું મંગળાચરણ હું એ છેવટથી શરૂ કરૂં છું; કારણ કે મારૂં ધારવું છે કે વાંચક રૂપી બધા ભક્તોને આ પત્ર રૂપી પરસાદ ખાવાની ઉતાવળ આવી ગઇ હશે! ઠીક ત્યારે ધરો સૌ હાથ, પંચામૃત આ રહ્યું:—

આ પ્રભુને પત્ર તે કયાં લખવો? તેમનું ઠેકાણું કયાં? કોઇ હોય જ નહિ ત્યાં પત્ર કેવી રીતે લખવો એ સવાલ મને મુંઝવવા માંડયો, કારણ કે એક કવિએ કીધું હતું—

"દેવ ગયા ડુંગરે ને પીર ગયા મકકે
કળજુગના રાજમાં ઢેડ મારે ધકકે"

એટલે કે જેઓ આ હળાહળ કલિકાળ ગાદીએ આવ્યો તેવોજ તેણે દેવોના રાજને 'અચ્યુતમ' કરી બધાને પૃથ્વી ખાલી કરી જઇ હિમવતન જવાને નોટીસ દઈ દીધી! વાત પણ ખરી છે કે દેવો આ હળાહળ યુગમાં રહ્યા જ નથી! તેમાંય સત્યનારાયણ પ્રભુ તો શાના જ હોય? મેં પોતે તેમના ઘેરે હથોડાથી દરવાજા ઠોકીને તેમજ ટેલીફોનથી તપાસ કરીને તેમનાં પત્ની સહનશીલતા દેવીને પુછી લીધેલું કે 'મીસ્ટર સત્યનારાયણ ઘરમાં છે કે?' તેમણે કહ્યું 'શું

કામ છે ?' મેં જાણ્યું: દમ દીધા વગર ખરી બાતમી નહિ મળે, એટલે મેં તો ફેંક્યું:—

'કલિયુગ' રાજાનો હું પ્રતિનિધી છું. આ રાજ ૨૪ કલાકમાં ખાલી કરી જવાનો તેમણે દેવોને હુકમ આપ્યો, છતાં માનવાને શંકા છે કે તેઓશ્રી હજી હદપાર થયા નથી, એટલે તેમનાપર વારંટ લઇ આવ્યો છું. વળી મારે તેમને એક ખૂલ્લો પત્ર પણ લખવો છે.' એટલે દેવીએ કહ્યું :—

'જાઓ, અહીં તો સતનારાયણ નામનું કોઇ દેવ, દાનવ કે માનવ રહેતું નથી.' આમ તેમનાં સગાંઓએ તો પ્રેમને લીધે તેઓ કયાં છુપાયા છે તેની બાતમી ન આપી, એટલે મેં તો ડીટેકટીવો રોકીને પણ તેમના રહેઠાણની બાતમી મેળવીને કયાંના કયાં છેક અમદાવાદ સાબરમતી નદી પાસે સત્યાગ્રહાશ્રમના એક ખૂણે પડેલા મકાનમાં રહેતા ગાંધી નામના કબાટના હૃદય નામના ખાનામાંથી પણ શોધી કાઢયા! તેમની પાસે પણ મેં તો હળાહળ જુઠો ટોલ્લો ફેંકયો કે 'કલિયુગનો હું પ્રતિનિધિ છું. તેમણે બચાવમાં કહ્યું:—

'બધેથી કળી રાજાએ કાઢયો તે મારે રહેવું કયાં ? છેવટ આ એક અંધારો ખૂણો વસાવી લીધો, એમાંય તારો ગરાસ જતો હોય તો—'

મેં કહ્યું:—'પણ સાહેબ, તમે તો કહો છો કે હું પૃથ્વી છોડી ગયો છું જ્યારે અમે તો નજરોનજર મુંબઇમાં **श्री सत्यनाराय-णची पूजा**નાં હેંડબીલો દરેક દીવાલપર ચોંટાડેલાં જોઇએ છીએ. વાર તહેવારે તમારી એકની એક કથા ચાલતી જ હોય, તેમાંથી ગુજરાતીઓને ત્યાં તો વહુની ચંપલ ખોવાઈ હોય તોય 'હે વ્હાલા પ્રભુ, જો જડશે તો સતનારાયણની કથા કરાવીશ' એમ માનતાઓ પણ તમારી જ મનાય છે ને પૂજા થતી જોઇએ છીએ ને વળી એ પૂજાની ખુશાલીમાં ચાહપાણીને નાટકના છોકરાઓનો સંગીતનો

જલસો બધું અમે સગી આંખે જોઈએ છીએ, છતાં તમે સાચા ને અમે જુઠા? શી ખાત્રી, તમે પોતે સત્યનારાયણ પ્રભુ છતાં કદાચ યુધિષ્ઠીરની માફક ધર્મ જાણીને આ વખતે એકાદું જુઠું બોલી લેતા હો તો?'

'અરે અજ્ઞાન જીવ, હું તો આ ઠેકાણે જરૂર રહેવાનો. જા, તારા રાજાને કહેજે કે થાય તે કરી લે. બાકી જેની પૂજાઓ થઈ રહી છે તે તો કોઈએ બનાવેલી મારી નકલ હશે.'

શ્રી સત્યનારાયણ પ્રભુ અદ્રશ્ય થઇ ગયા. હું જુઠું બોલી તેમને દમ દેવા તો ગયો, પરંતુ તેથી તો પાસો ઉલટો પડયો ને મારૂં કામ જે તેમને થોડાક સવાલો પુછવાનું હતું તે તો રહી ગયું! એટલે હવે આ ખુલ્લો પત્ર લખી નાંખું છું!

પ્રભુજી, આપે કહ્યું કે જેની પૂજા થઇ રહી છે તે તો નકલ હશે. ઠીક છે કે તમે તે માત્ર મારે મોઢે જ કહી છે, પરંતુ જગત્માં કયાંય એ હળાહળ બદનક્ષીભરી વાત જાહેર કરશો નહિ; નહિ તો બદનક્ષી કેસનો સ્વાદ તમારે ચાખવો પડશે. તમે ખુદ સત્યના દેવ ભલે હો તો પણ અમારા ન્યાયાધીશો પુરાવા વગર તમારી એક પણ વાત સાચી નહિ માને! ને જો તમે પુરાવો દાખલ ન કર્યો તો તમે હળાહળ જુઠાબોલા તરીકે સાબીત થશો! ને વધારામાં દરેક હિંદુ તેમની 'ધાર્મિક માન્યતા દુભવવા માટે' તમારાપર ખીજવાઇ ઉઠશે!

હવે જે સત્યનારાયણ દેવની પુજા અમારા ભાઇઓ કરે છે, તે દેવને લગતી શું હકીકતો છે તે તમને જણાવવા રજા લઉં; જેથી કરી તમારી પાસે કંઇક પુરાવા પણ ભેગા થાય! અમે લોકો તમારે નામે શ્રી સત્યનારાયણ પ્રભુની કથા કેમ કરાવીએ છીએ તેનું કંઇક વર્ણન કરૂં:

સવારમાં ચાહપાણી પીધા પછી છાપામાં હળાહળ જુઠાણુંઓ વાંચતી વખતે કીકાની બા દીવાનખાનામાં આવી યાદ આપે કેઃ—

'તમારી તબીયત બગડી હતી ત્યારે મેં માનતા માની હતી કે તમને જો સારૂં થશે તો સત્યનારાયણની કથા કરાવશું. તો સાંભળ્યું કે ? આજ પુનમ છે તે કથા કરાવીનાંખો. દેવોનાં રૂણ ન રાખવાં.'

'પણ હું કે' દાડે માંદો પડયો'તો કે તેં માનતા માની ?'

'કેમ ? તમને બે મહિના પહેલાં બટાટા કાપતાં ચપ્પુ વાગ્યો'તો ને અંગુઠો ન્હોતો પાકયો ? ત્યારે.'

'પણ બે મહિના પહેલાં તો હું વેપારી કામે પંજાબમાં ફરતો હતો. તારો અંગુઠો પાકયો હશે ને નકામી મારે ગળે પડે છે'

શ્રીમતી આમ ખોટી પડતાં કબુલ કરે કે 'હા એમ જ હતું, પરંતુ મારૂં કહ્યું તો તમે ન માનો એટલે તમારૂં નામ દીધું !!!

છેવટ કથા નક્કી થાય, કારણ કે હિંદુ સંસારમાં બધાની હદને પહોંચાય છે: એક સ્ત્રી હઠ રણથંભોરના કિલ્લા જેવી અજીત છે ! હાથમાં આવ્યો તે બ્રાહ્મણ, જે કોઇને ત્યાં રસોઇ કરતો હોય તે પણ ચાલે. તેને બોલાવી બજારમાંથી શું લાવવું તેની યાદી કરી, કોને કોને નોતરૂં આપવું તેનું લીસ્ટ પણ કરવામાં આવે છે. સાંજ સુધીમાં બધું તૈયાર ! પુરૂષોને કથાનું આમંત્રણ કહીએ તો કોઇ આવતા નથી, એટલે "સાથે જલસાપાણી પણ રાખ્યાં છે" એમ કહેવું પડે છે !

રાતે પેલા બ્રહ્મદેવ જેમ કહે તેમ લાકડાની બાજઠપર ઘઉંના સાથીયા કરી, કેળનો મંડપ બનાવી એક તાંબાના કળશા ઉપર નારીએળ મુકીને તમારી છબી ખડી કરીએ છીએ. ન બ્રાહ્મણ સમજે, ન પુરૂષ સમજે કે ન સ્ત્રી સમજે તેવા સંસ્કૃત શ્લોકોમાં જેમ તેમ પૂજા કરી કથા શરૂ કરાવવામાં આવે છે ત્યારે બધા બુમ મારતા હોય છેઃ—

'મહારાજ જલ્દી કરજો, ઝટઝટ પતાવો; કારણ કે મોડી રાત થશે તો સિપાઈઓ સંગીત બંધ કરાવશે.' બધા ભગતોને કપાળે ચંદન લગાડી મહારાજ—

ત્યારપછી 'સાધુ વાણીઓ વ્હાણ—

ભરીને જતો હવો...' વગેરે ૧લા અધ્યાયપરથી સપાટાબંધ ત્રીજાપર કુદકો મારી વાર્તા ચલાવે ને 'આ કથા કરાવવાથી આટલા આટલા લાભ મળે છે' તે બધું ગણી બતાવે! ને અડધા કલાકમાં કથા આટોપી નાંખે. ત્યાં તો આરતિની થાળી ફેરવી પૈસા ભેગા કરી લે ને પછી પરસાદમાં પંચામૃત, સુકાં લીલાં ફળ ને શીરાના પડીઆ વ્હેંચાય! આ માટે કેટલાક તો ટાંપીને બેઠા હોય છે! કેટલાક પરસાદને વખતે જ પધારે! બસ પછી ભકતો છુટકારાનો દમ ખેંચે ને સંગીત ચાલે! આ તે તમારી કથા કે ટાઢે પાણીએ કાઢવા જેવી ખસ?

હે પ્રભુ! એ જ ભકતો જો ખરેખર સત્યનારાયણના ભકતો હોત તો તેમને વેપારમાં નફા કરવા, કાળાં ધોળાં ને સાચાં જુઠાં કરવાં પડે ખરાં? તમે જો અસલ દેવ ત્યાં હાજરી આપતા હોત તો મને ખાત્રી છે કે ખરી રીતે આ બધા નગદ નારાયણના ભકતો-ની આ દંભી પૂજા વખતે તમે તમારો જ તાંબાનો કળશો છુટો જ માર્યો હોત! તમારે નામે આવાં ધતીંગો ચાલે છતાં તમે અમદાવા-દમાં ભરાઈ રહો એ તમને કેમ ગમે છે?

ખરેખર, એ તાંબાનો કળશો જ સુવર્ણને બદલે કથીર હોવાથી તેમાં અસલ દેવ છે કે નકલ તેની સાબીતી આપે છે! હે પ્રભુ! દેવોની પુજા કરવી એટલે દેવ જેવા થવું તેઃ આમ છતાં તમારી પુજા કરી લીધા પછી તમારા જેવા થવાનો કોઈ પ્રયત્ન પણ કરતો હોય તો તમારા જ સમ!!! હુ ખાત્રીપુર્વક કહું છું.

હે પ્રભુ! મારી તો તમને પણ ભલામણ છે કે તમારે એ ખુણે પડેલો અંધારો ઓરડો મુકી સુખ સાહ્યબી પામવી હોય, સારૂં રહેવા કરવાનું પામવું હોય તો તમે પણ દેશકાળ પ્રમાણે અમારી માફક સાચાં જુઠાં કરતાં શીખો ને ઉપરથી પાછી સત્યનારાયણની કથા કરાવી મહા ધાર્મિક થવાનો દેખાવ કરો તો લોકો અને ખુદ કળીરાજા પણ તમારા ઉંમરા ચાટતા આવશે! કૃષ્ણ ભગવાને પણ ગીતાજીમાં યુધિષ્ઠીરને જરૂર પડે તો એકવાર જુઠું બોલવાની સલાહ આપી હતી અને તે પ્રમાણે તમે પણ સત્યબત્યને ઉંચે મોકલી દઈ જુઠું બોલતાં છતાં સાચાબોલાનો સ્વાંગ પ્હેરી ફરશો તોય શાસ્ત્રોના વાંકમાં નહિ આવો!

તમારે આમ ન કરવું હોય તો પછી મહેરબાની કરીને અમારા જગતમાં આવશો જ નહિ; નહિ તો અમારાં કેટલાંય કાવતરાં બધાં પડી ભાંગશે. તે વખતે અમારે તમારીપર નુકસાનીનો દાવો માંડવો પડશે જ્યાં છો ત્યાં જ ઠીક છો. તમારાથી બને તેટલું ગાંધી માર્ફત તમે તમારે કહ્યા કરોને; પણ જો અમે એક અક્ષર પણ તેમાંનો સાચો માનીએ તો મારે ને તમારે પાંચ પાંચ રૂપીઆની શરત લાગી.

તમને સત્યના અવતારને બધું આવડયું; એક જુઠું બોલીને દેશકાળ અનુસાર દંભ કરતાં ન આવડયો, એટલે જ તમે આ યુગમાં પુજાઓ છો, છતાં જીવનમાં નથી પુછાતા. તમારૂં મહાત્મ્ય સૌ ગાય છે પણ તેમનાં આચરણમાંથી તમે તમારૂં મહાત્મ્ય ગાંધીજીના માફક ગુમાવ્યું તે માટે તમે પોતે જ જવાબદાર છો. તમે જ કહો કે આજકાલ જ્યાં નવી નવી ટુંકી વાર્તાઓના શોખ વધી પડયા છે, અનેક રંગીલાં રસીલાં છાપાંઓ જેના ફેલાવા ૮૨૫૧ નકલોથી પણ વધે છે, તેવાઓના હસવા રમવાના ટુચકા ટહુકાઓ ને સ્કેચોની માંગણી વધી પડી છે ત્યાં તમારી એકની એક ચવાઇ ગયેલી જુની

પુરાણી કથાનું પીંજણુ તે કોને ગમે ! વળી તે કથામાંની વાર્તાઓમાં કોઇ ડાહ્યાં પાત્રો હોત તોય ઠીક. બાકી મૂર્ખાઓ હોય ત્યાં અમને તેમાંથી બોધ પણ શું મળે ? દાખલા તરીકે, એવું કોણ મુરખું હોય કે જે ખાવાનું મળતું હોય તેની ના પાડે ? તમારી વાર્તાઓમાં તો પરસાદ ખાવાને ના પાડનાર ચંદ્રાવતીનો રાજા, ને સાધુ વાણીઓ ને કળાવતી બધાં અમને તો મુરખાં જ લાગે છે ! તેમનામાં " મળે તેટલું મોંમાં મુકતાં જવું ને બીજું માંગતા જવું " એ તિલક નીતિની અક્કલનો જરા છાંટો પણ હોત તો પરસાદ તરત ખાઇ જાત ને વળી ન ખાવાથી થતું નુકશાન બચાવત ! વળી કહે છે, કળાવતી પરસાદ ખાતાં ભૂલી ગઇ; એ પણ તેની મૂર્ખાઈ જ સૂચવે છે ! અમારી સાસુઓની કોઇ પણ વહુ બધું ભૂલે છે પણ કમજાતના પેટની ખાતાં કેમ ભૂલતી નથી? એટલે કે ખાવાનું કદી ભૂલતી નથી ! આ બધું જોતાં તમારી વાર્તાઓમાં તમારા મહાત્મ્ય કરતાંએ ઓવતી લક્ષ્મી, ખાવાના નામને પાટુ મારનાર મૂર્ખાઓની મૂર્ખાઇ વધારે લાગે છે ! વળી પાછી એ મૂર્ખાઇ જુગના જુગ ગાયા કરવાથી બધાને કંટાળો આવ્યો છે છતાં કોઈ તમારી વાર્તાનો તંત્રી બ્રાહ્મણ, એમાં સુધારા વધારા કરી નવી વાર્તાઓ નથી આપતો ! દાખલા તરીકે ' નરીમાન વકીલ સત્યનારાયણનો પરસાદ ખાઇને સાચું બોલવા ગયા તો જો કે તેનાપર કેસ માંડયો હતો છતાં તેનો અંતે જય જ થયો અને ઇંદોરના મહારાજાએ સત્યનારાયણનો આશરો ન લીધો, છતાં છેવટ સુધી પોતે સાચા હોવાનો દાવો કર્યો તો માત્ર ગાદી જ ગઇ ને શૂળીનું વિઘન કાંટે ગયું ! એમ નવા નવા કિસ્સા દાખલ કર્યા હોય તો વાર્તામાં કેવો રસ જામે ? એક ગુજરાતી વિદ્વાન, ચારણમંડળ કાઢે છે, તેમને આ તમારી વાર્તા ખીલવવા દીધી હોય ને પુજાને વખતે બ્રાહ્મણો કરતાં ચારણો પાસે કથા કરાવી હોય તો પ્રભુ ! તમને નથી લાગતું કે તમારી ગયેલી કળીશા-ગાદી તમને પાછી મળે ખરી ?

આવું આવું તો બધું ઘણું કહેવા જેવું છે. પરંતુ તમારે આ કળીકાળમાં સંતાઈ જ રહેવું છે એટલે તમને વધારે શું કહેવું ? બ્હાર આવો તો હમણાં હમણાં તો તમને બધું નવું નવું લાગશે પરંતુ છેવટે તો સત્યનો જય થશે જ એ ચોક્કસ છે માટે ત્યાં સુધી—

'વ્હાલી બાઆં સહન કરવું એય છે એક લ્હાણું,' ખમી ખાવામાં તમને વાંધો આવે તેમ નથી.

'ઝાઝો વિયોગ હવે સહન નથી થતો ને તમ વિના દિવસો થઇ પડયા દોહ્યલા' માટે પ્રભુ, હવે તો આ મુંબઈ શહેરમાં પધારો, દર્શન દ્યો અને અમે માંગીએ તે આપો તો તમારા જન્મોજન્મના ઋણી રહેશુ.

## મેઘરાજા ઉર્ફે ઇંદ્રરાજાને પત્ર ૭ મો

હે ચોમાસા ચક્રવર્તી, હે વર્ષાવિહારી, હે પાણીપતિ, વાદળા-વાહન જલદેવ ! આપને આ પત્ર છત્રી ઓઢીને લખી રહ્યો છું. એ પરથી જ આપને જણાશે કે આપના દરબારમાં આપને દંડવત કરવાને આવતાં પ્રાણીઓના માથાપર ડેમોક્લીસની તરવાર જેવી કેટલીયે જલધારાઓ વરસી રહી હશે ! એનો ધન્યવાદ આપને જ ઘટે છે !

આપશ્રી ચોમાસાના દેવ છો અને અમારા મુંબઇના કચરાપટ્ટી પ્રેસથી માંડી ટાઇમ્સ પ્રેસના કોઇપણ કેલેંડરમાં તેમજ મારવાડીના ચૈત્રી પંચાંગથી માંડી 'ગુજરાતી'ના કાર્તિકી પંચાંગ સુધીના કોઇપણ પંચાંગમાં ચોમાસાને વરસના વર્ગમાં છેલ્લે નંબરે બેસાડેલું હોવાથી મારો પણ એવો જ વિચાર હતો કેઃ—

પહેલાં શિયાળા ઉન્હાળાના બધા દેવોની ખબર લીધા પછી જ આપના ખબરઅંતર છેલ્લે પૂછવા, પરંતુ મારા કરતાં આપને વધારે ઉતાવળ આવી અને ગુજરાત–કાઠિયાવાડમાં ગયા જુલાઇ મહિનામાં તમે જે છેલ્લામાં છેલ્લું નખ્ખોદ વાળ્યું, સત્યાનાશ કર્યું ને મહોકાણ માંડી એ જોતાં હમણાંને હમણાં જ આપને ખુલ્લો પત્ર લખી તમારી કેટલીક વર્તણુંકનાં કારણ બતાવવા માટે મારે આ નોટીસ બજાવવી પડે છે! આશા છે, 'રીફ્યુઝ' ન કરતાં, અથવા માલીક અહીં નથી, બ્હારગામ ગયા છે' એવો શેરો લગાવડાવીને આ નોટીસ પાછી ન ધકેલતા !

મુબઇનાં છાપાંઓપરથી આપને જણાયું હશે કે અલ્લાઉદ્દીન ખીલજીની માફક તમે ગુજરાત–કાઠિયાવાડના ચિતોડના કિલ્લાપર સ્વારી કરી કેટલી ક્રુરતાથી માણસો, ઢોર મિલ્કતનાં ફના-

ફાતીયાં કર્યાં છે ? ખીલજી તો એક રીતે સારો કે રજપુતોની તરવારના ઘા ખાઇને તેણે વેર વાળેલું, પણ તમે રાંક નિઃશસ્ત્ર ગુજરાતી પ્રજાપર જનરલ ડાયરની માફક પાણીની ગોળીઓ ચલાવી કયા ભવનું વેર વાળ્યું તે કંઇ કહેશો ? માણસોને આમ ઘાસની માફક વાઢવાનો કે વરૂની માફક પાણીમાં તાણી જવાનો તમને કયા દૈવી અમલદારે હુકમ આપ્યો હતો, તે હકીકતપર જરા સુરજનું અજવાળું પાડશો ? તમને શું કોઇ કહેનાર પૂછનાર નથી કે આટલી આપખુદીથી તમે હાહાકાર ને કાળો કેર વર્તાવ્યો ? અરે, તમને મારી પણ બ્હીક ન લાગી કે આ માણસ તમારૂં ભોપાળું બ્હાર પાડશે ? તમે શું એમ કહેવા માંગો છો કે તમે કરેલાં કાળાં કૃત્યપર વિષ્ણુ, શંકર, જમરાજા, ચિત્રગુપ્ત વગેરે મોતના અમલદારો માત્રના સહી સિક્કા છે ? કે તેમણે આંખો મીંચીને કોરો ચેક લખી આપ્યો, એટલે તમે અંદર માણસોનાં માથાં નંગ આટલાં એમ ભરી લીધાં ? જેમ ગુજરાતના જીલ્લાકલેકટરોને મુંબઇ સરકારે આ આફતમાં ' carte blanche ' આપી કોરે પાને મતુ મારી આપ્યું તેમ તમને આકાશી દેવોએ કોરા આકાશપર મતુ મારી દીધું શું ?

અંધારા આકાશમાં તમારો અંધેર કારભાર જોઇને અમારી તો ઇચ્છા છે કે કાયદો અને વ્યવસ્થા તમારી પાસે જબરજસ્તીથી જળવાવવા અમારા યુરોપીઅન રાજ્યોને મેંડેટ આપીને તમારાપર મોકલવા પડશે ? પછી અમે જોઇએ છીએ કે તમારાં વાદળાંઓ જાહેર આકાશમાં સુલેહનો ભંગ કેવી રીતે કરી શકે છે !

તમારાં વાદળાંઓની માંહોમાંહેની લડાઇમાં બીજું તો કંઇ નહિ, પરંતુ અમને જે ભયંકર નુકસાન થયું છે, તે નીચેના આંકડાઓ તરફ જરા સુરજનો દીવો ધરીને બે આંખો ફાડીને જુઓ:—

સેંકડો માણસો મુઆં !

હજારો ઢોરો મુઆં !

લાખેક ઘરો ગબડી પડયાં !

કરોડો રૂપિઆને પાણી તાણી ગયાં !

સિવાય અસંખ્ય માણસો ઘરબાર, ધંધા, અન્ન વસ્ત્ર વિનાના રખડી પડયા ! તમારી પધરામણી પહેલાં હજારો રૂપીઆનો ધણી તમારાં પગલાંને પ્રતાપે કોડી વગરનો ભીખારી બન્યો ! આવી જબરજસ્ત હિંસા કરી શકનાર તમે, પવન, વીજળી, ધરતી વગેરે જેવા દેવોને અહિંસાનાં ભુંગળાં વગાડનાર હિંદુભાઇઓ શું જોઇને પૂજતા હશે, તે તો કેમેય કળાતું નથી ! બનવાજોગ છે, પેલા જર્મન વિદ્વાનના કથન અનુસાર કે અસલી આર્યોએ 'સાપ, અગ્નિ અને તમે પંચ-મહાભૂતોથી બ્હીને, ચમત્કારોથી ત્રાસીને પૂજા કરવી શરૂ કરેલી. એ પ્રમાણે તમારી બ્હીક જબરજસ્તીથી પૂજન કરાવે તો પછી મારીને મુસલમાન બનાવવા એમાં અને તમારી ભક્તોની ભરતી કરવાની રીતમાં ફેર જ શું રહ્યો ? પણ હવે ધ્યાન રાખજો કે અમારી સેંડહર્સ્ટ કમીટી અને આગેવાનોની હાકલથી ગુજરાતીઓ લશ્કરમાં જોડાવા માટે તૈયારી કરી રહ્યા છે અને બ્હીક માત્રને દુર ફેંકી દઇને આગળ આવવા મથી રહ્યા છે. તેમજ અમારા સંગઠનવાળાઓ એ જબરજસ્તીથી વટલાવવાની રીત સામે મોટા બળવાની તૈયારી કરી રહ્યા છે. તમારા દહાડા હવે ભરાઇ ચૂક્યા છે અને તમારી ઉન્નતિમાં શિયાળો બેસવા માટે આવું આવું કરી રહ્યો છે. ઝાઝો ગર્વ ન કરશો. ગર્વ તો રાજા રાવણનોય નથી રહ્યો. તમારા માથામાંનું પાણી અમે માણસો એક ચપટીમાં ઉતારી નાંખશું. થઇ જાઓ હોશિયાર...ખબરદાર ..

વરસાદ વિરૂદ્ધ માણસની એ લડાઇ હજી મંડાય તે પહેલાં તમે વરસાવેલા કાળા કેર માટે એક વિદ્વાન પૂછે છે કે:

" આ દેવોને ખુલ્લા પત્રો લખવાથી તો તમે કોપ નહિ કર્યો હોયને ! "

હવે એમાં બે વાત છે, એ કોપ લેખક, મુદ્રક અને

પ્રકાશકપર ગણુવો કે સમાજપર ? જો અમારાપર કોપ હોય તો અમને મગતરાંને ચોળવા માટે આટલો બધો લશ્કરી સરંજામ, સાત દિવસનો ઘેરો, અને આવડી મોટી લડાઇ શી ? એક વીજળીના ઝાટકા ભેગા અમે ત્રણે ખુંખાર દુશ્મનોના ખેલ ખલાસ થઈ જાત ! એને બદલે આટલા બધા અગણિત પ્રહારમાં પણ અમને તો કંઇ જ થયું નહિ ને જાન બિચારા બીજાના ગયા ! એ બતાવે છે કે તમે પેલા ગંડુ રાજાના ન્યાય માફક એકનો કોપ બીજાપર ઉતાર્યો છે. નિશાન તાકતાં આવડતું નથી ને ડુંગર ખોદ્યા છતાં ઉંદરો તો હજી હાથ આવ્યા જ નથી ! કયાં લેખક વિગેરે મુંબઇમાં ને તમે કયાંનું કયાં કાઠિઆવાડમાં કુરૂક્ષેત્ર માંડયું ? શું રસ્તો ભૂલ્યા કે રસ્તો તમને ભૂલ્યો ? !

એમ અમારાપર કોપ ન હોય, પરંતુ અમે દેવોની નજરે જગતનાં પાપો ખુલ્લાં કર્યાં હોય ને તેથી દેવોમાં જાગૃતિ આવી હોય ને તમને સજા કરવાનો પરવાનો આપી મોકલ્યા હોય તો તો જાણે કંઇક ખુશાલી થાય ! પરંતુ અમારા દુ:ખી ભાઇઓને થએલી સજા જરા વધારે પડતી છે. તમારે તેમની પોઝીશન જોઇને નામની સજા ફરમાવવી હતી—જેવી કે "ઘઉં વાવ્યા હોય ત્યાં કાંકરા ઉગાડવા હતા: તળાવો હોય તે પાણીથી પુરી દેવાં હતાં ને ટેકરા હોય ત્યાં પાણીથી ખોદીને તળાવો બનાવવાં હતા ! એક ઘરનાં છાપરાં ઉડાડીને બીજા ઘરને માથે ફેંકવાં હતાં ! ( કોઇને વાગે નહિ એવી રીતે ) જંગલો હોય ત્યાંથી ઝાડો ઉપાડી વેરાન ભૂમિમાં નાંખવાં હતાં ને ખાસ કરી અમારી માણસમારૂ મોટરોના માર્ગમાં બધે પવનને સુસવાટે ભેગો થએલો કચરો નાંખી અથવા તેના અંજીનમાં પેટ્રોલ તેલને બદલે રેલ આવે એટલું પાણી નાંખી તેને જીવતી બંધ કરી દેવી હતી." વગેરે. તમને સજા કરતાં આવડતી ન્હોતી તો જરા મને તો પુછવું હતું ? આવી આવી હાસ્યજનક સજાઓનો મારી

પાસે ઢગલો છે, જેને તમારૂં પાણી અડી જ શકયું નહિ હોવાથી કટાયા વગર, વપરાયા વગર એમને એમ પડયો છે ! જોઇએ તો મંગાવી લેજો. સલાહ મફત અપાય છે. માત્ર એક રૂપીઆનો ટપાલખર્ચ બીડજો......... !

હવેથી આશા રાખવામાં આવે છે કે ચોમાસાની શરૂઆતમાં જ આવો ભયંકર વરસાદ નાંખતા પહેલાં આપશ્રી ચાર છ મહિના પાકો વિચાર કરશો. ભલે શિયાળો ઉન્હાળો નજીક આવી જાય. તેની કંઇ હરકત નથી પરંતુ આમ પા'ણાની માફક પાણી તો ન જ વરસાવતા ! એ તો હવે થએલું નુકસાન અમારૂં ધર્માદે બ્હાદુર મુંબઇ સંભાળી લેશે. લાખ્ખો રૂપીઆ ભરીને, લાખ્ખો કપડાં દઇને, એમ લાખ્ખો જાતની મદદો લાખ્ખો જાતના માણસોદ્વારા વરસાવીને અમે તો તમારૂં લખેલું ભુસી વાળશું. મુંબઇ ન હોત તો બીચારા ગુજરાતના બુરા હાલ થાત, પરંતુ સારે નસીબે મુંબઇ છે અને વળી વેપાર ધંધા મંદા હોવાથી એ બધું દયાધર્મનું તોફાન સુઝે છે, એટલે વાંધો નથી ! જુઓને એકલા દેશી નાટક સમાજનો ધર્માદા ખેલ ૫૦–૫૦ રૂપીઆની ટીકીટે જોઇને પણ ૬૧૦૦૦ તો ફંડમાં મોકલાવ્યા ! નાટકનો નાટક જોવાયો ને વળી ધર્મનું ધર્મ થયું ! એ બધી ધર્મ કરવાની નવી રીતો અમે જ શોધી કાઢી છે અને જ્યાં સુધી અમારૂ મગજ હીમખીમ ને ક્ષેમકુશળ છે ત્યા સુધી તો તમોએ વાળેલી મ્હોકાણુ માટે રડવું કુટવું આવે તેમ નથી ! હવે તમે તમારે નચિંત રહેજો અમે એ આફતનો માસીસો ટુંક મુદતમાં વાળી નાખશું ! જરૂર પડે તો બીજુ ઘર માંડશું !

બીજું તો કંઇ નહિ પણ લડાઇ કરતાં લડાઇ પછીની અસરો જેમ વધારે સાલે છે તેમ તમારી આફત પછી માણસોને નવી નવી આફતો ઉભી થાય છે એ કેમ દુર કરવી તેની મુશ્કેલી છે.

' દર પહેલી તારીખે નિયમિત મ્હાર પડે છે ' એવા 'પણ' લેનાર અમારા ' સાહિત્ય ' અને ' ગુણસુંદરી ' જેવાં માસિકોનો મુંબઇ તરફ હજી પત્તો નથી; પેલા રાણપુરનું ' સૌરાષ્ટ ' પત્ર પાણીમાં તણાઇ ગયું કે શું તેનીયે ખબર અંતર નથી ! કારણ કે તાર (તંબુરાના નહિ, ટેલીગ્રાફના ) તુટી ગયા છે અને કેટલાય ભુખડી બારસને અંક કાઢવા તાકડા ન હોય તેમને તો આ આફતને કારણે અંક બંધ રહેશે એ રીતે તડાકો પડયો છે ! આફત વડોદરા વઢવાણ વચમા ને છાપુ સુરતનું બંધ ! એમ તમારી છાંયામાં (?) કેટલાય જીવો સુખી થઇ ગયા હશે એ માટે ખેદ થાય છે! અને અમારા આ બધા દેવોને ખુલ્લા પત્રો રસ્તામાં જતાં ભીંજાઈ ગયા, એ પત્રનુ પરબીડીયુ રસ્તામાં મોડું થઇ ગયું એ માટેની નુકશાની લીધા વગર તો હું તમને કદી છોડવાનો નથી ! યાદ રાખજો, જેમ દાણો એકનો સહસ્રગણો તમારે ઉગાડવો પડે છે તેમ તમારે અમારા મગજમાં હજારો વિચારો ઉગાડવા પડશે ! આ અમારી વાત મુકીએ ને હવે સમાજની વાત કરીએ.

બીજો દાણાનો પાક તો જાણે સમજ્યા; કારણ કે માણસ માત્રનો ખોરાક હવે તદન ઘટી ગયેલો હોવાથી ને બધા દેવોની માફક માત્ર વાસનાના ભુખ્યાજ થએલા હોવાથી દાણો ન ઉગે તેની તો જાણે ચિંતા નથી ! પરંતુ તમે કપાસનો પાક બાળી દીધો [કે કુબાડી દીધો ?) તે નુકશાન કેટલું ભયંકર છે ? બીચારૂ જાપાન, અમેરીકા, ઇંગ્લાંડ એ કપાસના વાવેતરપર ટાંપીને જીભથી મોઢું ચાટતું કેવું આતુર થઇને બેઠેલું ? અમારા રૂ બજારના સટોડીઆઓએ મંદી આંગળીને વેઢે કેવી આબાદ ગણી રાખેલી ! તે બધું તમે ઉંધુ મારીને આડું ઉતાર્યું ! હવે અમારે કોટ પાટલુન તો ઠીક પણ ધોતીયાં કયાંથી પહેરવાં ! તેના ભાવ ચઢી જશે તો કોણ દાદો અમને દેવા આવશે ?

બીજુ, કેટલાક બાળકો ને બાલીકાઓ તમે ઉપાડી ગયા તો હવે અમારે પરણાવવાં કોને ? બાળલગ્નની કેવી કેવી મઝાઓ માણવા

માટે અમે તૈયારીઓ કરેલી તે તમે પાણીમાં પીગાળાવી દીધી. તે શુ ખાંડ બાંડ ધારેલી એમ ?

કેટલાંય ઢોરોને ઉપર ખેંચી લીધાં તો હવે અમારા મ્લેચ્છ બંધુઓ ખાશે શું ? ને એ અખાદ્યના ભાવો ચડશે તેનું કોણ જોખમદાર ? એક તો ભૈયાઓ દુધમાં પાણી અથવા પાણીમાં દુધ નાખે તેમાં તમે દુધ બનાવનાર કારખાનાં ભાંગી નાંખ્યાં તો હવે દુધ તે ક્યાંથી વીઆવાનું ? આમ દહાડે દહાડે દુધનું પ્રજાશરીર ઘસાતું ઘસાતું નર્યું ચુનાનું પાણી રહે ને અમારાં શરીર મુડદાલ બને ને પછી નોકરીની ધમાલમાં તમારી કે દેવોની ભકિત ન થાય તો પછી અમારો વાંક શો ? અરે, ભલા માણસ ( કે વરસાદ ) એ 'ઢોરો' તાણી જવાને બદલે ' ઢોર જેવા માણસ ' તાણી ગયો હોત તો શું પ્રભુ કાયદાનો સવાલ ઉઠાવી શકત ? એમ તો કાયદાબાજીમાં અમારા બારીસ્ટરો પ્રભુને પણ પાણી પાય તેવા છે અને જરૂર પડી હોત તો એકાદ માંખમારૂં બારીસ્ટરને તાણી જવો હતો ! ! !

આ અને આવી લડાઇની અસરો તો હવે વેઠતાં વેઠતાં અમારો દમ નીકળી જશે, તોપણ હરકત નથી. અમે માણસો એવી પહોંચેલ માયાઓ છીએ કે, હે વરસાદ, તારી ઉથલપાથલ તો આમ આંખના પલકારામાં ફીટાવી પાછું હતું તેવું કરી દેશું ! તું આકાશમાં બેઠો બેઠો જોયા તો કર. અમારી રેલ્વેપાર્ટીઓ, ટેલિગ્રાફ પાર્ટીઓ, સ્વયંસેવકમંડળો, કોંગ્રેસ કમીટી, ગવર્નરની કચેરી અને ખાસ કરી ઉત્તરમાં ( ગુજરાત ) આવેલી આફતમાં મદદ કરવા માટે પશ્ચિમે ( ભાવનગર ) જનાર ' બ્હાદુરી ' સ્ટીમરમાં ' સૌરાષ્ટ્રનો નાથ ' રા. અમૃતલાલ ( રા ' નવઘણ નહિ ) મુઠી વાળીને દોડયા છે એટલે તારો ભાર નથી કે ગુજરાતમાં તું ઉભી પુંછડીએ નાસવાને બદલે ઉભો રહી શકે ! અમે તને અમારો હાથ બતાવશું, કારણ કે તારા પછી હવે અમારો વારો છે !

મેઘરાજા ! તમે છેલ્લામાં છેલ્લો મારેલો આ વાઘ જોઇ હવે અમે બીજાં જાનવરો જોવા બગીચામાં આગળ વધીએ ! ( અહીં એક વાત નોંધી દઉં કે વડોદરાના બગીચામાંનાં બધાં જાનવરો એક સપાટે તમે માર્યાં એમાં 'એ બીચારાં છૂટયાં ' એમ માનીને ખુશાલીની ઉજાણી કરવી કે ' જોવાની મઝા ગઈ ' એમ માનીને સનાન કરવું, તે બાબતપર વિચાર ચલાવવામાં આવે છે ! )

મહારાજાજી ! તમને દુનીઆપર ચોમાસાના ચાર માસ રાજ કરવાનો હક્ક ઇશ્વરે આપ્યો છે. પાછલાં વર્ષોની ભૂગોળ ( કે ઇતિહાસ ? ) તપાસતાં લાગે છે કે તમે હિંદમાં તો રીતસર રાજ કરવાને બદલે કયાંક હવાફેરે પરદેશમાં ઉપડી જાઓ છો ને અહીં ચાલુ ગેરહાજરી રાખો છો. થોડાં છાંટાપાણીને પ્રધાનપદું સોંપી તમે બીજે ચાલ્યા જાઓ એમ તે રાજ થતાં હશે ? તમારે ઠીક ઠીક રાજ ન કરવું હોય તો ના પાડી દોને એટલે અમે અમારૂં ફાવતું કરી લઇએ ! જ્યારે તમે જાતે હાજર રહો છો ત્યારે પણ તમારા રાજમાં કંઇ જ શુકરવાર વળતો હોય તેમ લાગતું નથી. કાં તો અરાજ્ય ને કાં તો ખરાબ રાજ્ય એ બેની વચ્ચેનું સુરાજ્ય તો તમે કોઇ દહાડો ચલાવ્યું જ નથી ! નહિ તો છપ્પનીઆ કાળમાં દાણાના જે ભાવો હતા તેથી બમણા તમણા ભાવો હમણાં હમણાં શાના થાય ? ભૂમિને હરિયાળી કરવાને બદલે તમે તો દરીઆને હરિયાળો કરતાં શીખ્યા છો ! જ્યાં પડવું જોઇએ ત્યાં નહિ ને જ્યાં જરૂર નથી ત્યાં વગર નોતરે દોડો છો એટલોય તમને વિવેક નથી ! આમ વિવેક વગરના જડ તે તમે કયાંસુધી રહેશો ?

વળી અમારા બાળકો ગાય છેઃ—

' આવ રે વરસાદ ઘેબરીઓ પરસાદ,<br>ઉની ઉની રોટલી ને કારેલાંનું શાક;

આવરે વરસાદ નેવલે પાણી,
નઠારી છોકરીને દેડકે તાણી.'

અલ્યા ભાઇ, એકલી નઠારી છોકરીનો જ શું વાંક? નઠારા છોકરાને રહેવા દઇ આમ ગરીબ સ્ત્રીસમાજપર પાણી છાંટનાર માણસને અમે બેશરમ કહીએ છીએ. શહેરમાં તો અનેક નઠારા વસે છે. તેને તો કોઇ દેડકું તાણી ગયેલું હોય એવો ફોટો અમે તો ટાઇમ્સમાં જોયો જ નથી! અરે, દેડકુંય જોવામાં નથી આવતું ત્યાં દેડકું તાણે એ તો કયાંથી જ બને? બાકી હા, મોટર રૂપી દેડકાં પાણી ભરેલા રસ્તાઓમાં કુદતાં કુદતાં જાય છે ત્યારે સારા કે નઠારા માણસોને જોયા વગર છાંટા ઉડાડે છે તે વાત ચોક્કસ છે. એવા દેડકાઓને, મેઘરાજા! તમારે હવે તાણી જવા જોઇએ!

મુંબઈ શહેરમાં મારા ધારવા પ્રમાણે તાનસા વિહાર વગેરે તળાવો હોવાથી, નળો હોવાથી, દરીઓ હોવાથી તમારે હવે કોઇ પણ વરસમાં એ શહેરમાં આવવાની જરૂર નથી. કોર્ટની ઓફીસોમાં તો બધા કોટ પાટલુનવાળાઓ તમારા નામના છાજીઆ લે છે, સાંભળ્યું કે? માટે મુંબઇનું પાણી પીવું હવે હરામ કરજો! બીજું કારણ કે એ પાણી પીવામાં સારૂં નથી, ઘણા જુવાનીઆને એ પાણી લાગ્યું છે!

હવે એક છેલ્લી વાત કહી આ પત્ર બંધ કરૂં. આજકાલ અમારા માણસોમાં એટલું બધું પાણી છે કે હવે તમારા પાણીની જરૂર નથી. તેય પાણી તમારૂં નથી, તમે વળી દરીઆ પાસેથી ઉછીનું લઇ આવો છો ને ઘાટ સુરજ નામના સોની પાસે ઘડાવો છો! આમ પારકી મિલ્કતનું ધર્માદાન તમે કરો છો તેવું અમને હવે નથી જોઇતું! અમને તો આજકાલ પાણીને ઠેકાણે ચાહ પીવાની ટેવ પડી ગઇ છે. જેમ કેટલીક તાબેદાર પત્નીઓ પાણી માગે ત્યાં દુધ હાજર કરે છે તેમ અમારા હોટલના છોકરાઓ આજ પાણી માગતાં

ચાહ હાજર કરે છે ને અમે પણ દુધ મળે ત્યાં ચાહ માગતા થઇ ગયા છીએ ! તો હવે તો ચાહની બહુ જરૂર છે. માટે ચોમાસાના ચારે માસ ગરમાગરમ ચાહના વરસાદ, ખાસ કરી સવારે ઉઠતી વખતે ને બપોરે, વરસાવાની શુભ શરૂઆત કરો તો હોટલના ખર્ચા બચી જાય ને વળી તૈયાર ચાહ મળે ! માત્ર પાણી વરસાવી એકનું એક પીંજણુ કરવાને બદલે દર વરસે કંઇક નવું નવું વરસાવાની પ્રણાલિ પાડો તો સારૂં. પહેલે વર્ષે ખાસ ચાહથી શરૂઆત કરો. જેથી કરી અમે ચાહના તળાવો ભરી રાખીએ ને ઘેરઘેર તેના નળો નાંખીએ ! ચાહની કદાચ આવી રેલ આવે તોય તેમાં ડુબીને મરી જવા પણ અમો તૈયાર છીએ એટલો ચાહપર 'ચાહ' છે.

પછી બીજે વરસે તમે શું વરસાવશો તેની કલ્પનાઓ, તેની રેસ ટીપો, તેના વર્તારા બ્હાર પાડવામાં અને તેનાપર શરત લગાવી નસીબ અજમાવવામાં એક નવો હુન્નર હાથ લાગશે તે વળી વંચારાનો ફાયદો ! બીજે વર્ષે લેખકો માટે કાળી સાહીનો ને યુરોપીઅનો માટે દારૂનો વરસાદ વરસાવવો ! ! !

પરંતુ તેમાં પણ એક નોંધ રાખવી. દરવરસે તમારે નવું નવું વરસાવવું હોય તેતો ખરૂં જ. પરંતુ તેની વચમાં એક ખાસ નક્ષત્ર પસંદ કરવું. જેવું કે સ્વાતિ નક્ષત્ર. જેમાં તમારા પાણીનું બિંદુ કાલુ માછલીના પેટમાં પડી મોતી બની જાય છે. બસ એવા નક્ષત્રમાં પાંચ પાંચ દશ દશ ને હજાર હજારની નોટો અથવા ચાંદી સોનાના રૂપિયાના વરસાદ આખા ચોમાસામાં એકવાર તો જરૂર વરસાવવા ! એની તો હવે બહુ જ જરૂર છે. એના વગર મુદ્દલ ચાલતું નથી ને બધા લેણદારો, બાયડી છોકરાં વગેરે જીવ ખાય છે ! માટે હવે પૈસાના વરસાદ વરસાવવાની રજા ચીઠ્ઠી પ્રભુ પાસે કઢાવો તો અમે તમારા જનમોજન્મના ઋણી રહીશું ! તમને કાંઈ ઝાઝો ફેર પડે તેમ નથી, કારણ કે દરીઆમાં જઇને માછલાંઓ વચ્ચે લાખોની

કીંમતનાં સાચાં મોતી વરસાવવાં તેના કરતાં માણુસોના વચ્ચે રોકડા રૂપીઆ જ વરસાવવા શું ખોટા ? માછલાંઓ રૂપિયામાં સમજે શું ! ને આખરે તો અમે જ એ માછલા મારીને મોતી કાઢી લઇએ છીએ.

આશા છે કે મારા આ ઠરાવને દેવસભામાં દાખલ કરી દર વર્ષે નવી નવી ફેશનના વરસાદ વરસાવવા માટેનો બંદોબસ્ત કરશો !

આવજો...કાગળ બાગળ લખજો...ખબર આપજો...

તા. ક. આપની ગર્જના ને વીજળીના કડાકા ધડાકા, ફડાકા ને પેલું મેઘધનુષ્ય એતો બધું ભૂલી જ જતો હતો ! હવે પોલા આકાશમાં એ બધી ગર્જના કરવી રહેવા દો, ઝાઝી ડંફાસ ન મારવી, ને વીજળીબાઇને કહેજો કે અમે તો તમારી પાસે પંખા નખાવીએ છીએ, બત્તી કરાવીએ છીએ વગેરે ચાકરી લઇએ છીએ છતાં નકામા ઉંચાં નીચાં શું કામ થાઓ છો ? ને પેલું તમારૂં સપ્તરંગી ધનુષ્ય તો હવે જુનું ખખ થઇ ગયું છે. તે કોઇ પ્રાચીન પ્રદર્શનમાં મોકલી આપો ! આ તોપોના જમાનામાં તે ગાજરીની પીપુડી નકામી છે !

## શ્રી મહાવીર મારૂતિ હનુમાનજીને— પત્ર ૮ મો

શ્રીનાથજીમાં યાત્રા કરવા નહિ પણ એક દેણદારપર ઉઘરાણી કરવા ગયેલો ત્યારે હનુમાનજીના અનેક પ્રતિનિધિઓ મેં જોયા! મને શું ખબર કે આ તે બધા તેમના માણસો છે? એટલે તેમાંથી એક "જાડા નરને જોઇ"ને મેં તેમને જ હનુમાનજી માની લીધા, ને વીસમીસદીની ફેશન પ્રમાણે જરા વાંકા વળી ટોપી ઉતારી તેમને મેં સલામ કરતાં પૂછ્યું:—

"હલ્લો મીસ્ટર હનુમાનજી, સાહેબજી બા, કેમ છેઓ?"

હનુમાનજીએ તો મારી સલામ ઝીલવાને બદલે હાથમાંથી ટોપી આંચકી લીધી! મારા મનમાં કે હવે જમાનો આગળ વધ્યો છે તેથી હનુમાનજી પણ જરા એટીકેટ શીખ્યા હશે પણ તેમનામાં હજી એના એ રામાયણ-જમાનાનાં ક્રોધ અને અવિવેક જોઇ મને જરા ખોટું તો લાગ્યું. પણ સાથે સાથે એટલું પણ થયું કે કદાચ મને ઓળખ્યો નહિ હોય એટલે તેમનાથી આ અવિવેક થયો હશે. એટલે મેં મારૂં ઇન્ટ્રોડક્શન યાને ઓળખાણ આપવા માટે વળી ભાષણ ચલાવ્યું:—

"મને ઓળખો છો કે ભૂલી ગયા? યાદ છે, આપણે અયોધ્યાના સ્ટેશનપર સામા મળેલા, જ્યારે તમે માથે પર્વત મુકીને જતા હતા ને તમારી પાસે ટીકીટ નહિ હોવાથી 'ભરત' માસ્તર સાહેબે તમને અટકાવેલા, ને હું નીચે ઉભો ઉભો દુર્બીનથી જોતો હતો ને એક ચિતારો તમારૂં ચિત્ર દોરતો હતો [ જે આજકાલ ચાર ચાર આને આખા હિંદમાં વેચાય છે ] તે બધું ભૂલી ગયા?"

મને એક મુસાફરે કહ્યું કેઃ—

" એમ ભેટ વગરની ઓળખાણ આપવાથી તમારી ટોપી નહિ મળે, એ તો હનુમાનજીનો વંશજ છે. હનુમાનજી એટલે પવનસુત. ઘોડો પણ કાકા કાલેલકરના કહેવા પ્રમાણે વાયુ નામના તત્વનો બનેલો છે એટલે બન્નેને નિકટનો સંબંધ છે. હવે ઘોડો ચણા બહુ ખાય છે એટલે આ હનુમાન વંશજને પણ ચણા જ ભાવતા હોવા જોઇએ એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. માટે થોડા ચણા આપો તો તમને ઓળખતા થઈ જશે ને માનશે કે તમે પણ તેમના જ કોઈ સગા છો ! "

મારા મગજમાં આ તર્કશાસ્ત્રની દલીલ ઉતરી–જો કે અલબત્ત અર્થશાસ્ત્રને ભોગે! કારણ કે મારે તરત એક પૈસો કડવો કરીને ચણા ખરીદવા પડયા. પરંતુ તેથી લાભ એ થયો કે હથેળીમાં ચણા બતાવતાં જ એ હનુમાનજીએ ટોપી પાછી આપી ને ચણા ઝુંટાવીને દોડવા માંડયું !

હનુમાનજી સાથે બે ઘડી દીલ ખોલીને વાત કરવાનો મહા મુશીબતે સાંપડેલો આ પ્રસંગ આમ જતો રહે તેથી મને લાગી આવ્યું એટલે હું તેમની પાછળ " હે હનુમાનજી, મારા સમ, મારા બાપુના સમ, જરા ઉભા રહો,' કહી દોડવા જતો હતો ત્યાં પેલા મુસાફરે હાથ પકડયોઃ " મિસ્ટર, તમારી ભૂલ છે. એ પોતે હણુમાનજી નથી, જ્યારે તમે હણુમાનજીની શોધમાં નીકળ્યા લાગો છો. એ તો હણુમાનજીના વંશજ વાંદરાની જાત છે, જે અમેરિકન તત્વજ્ઞાની ડાર્વિનના કહેવા પ્રમાણે તમારા મોટા અને પહેલા દાદા છે ! "

મારા જેવા અલ્પ માણુસ સાથે આટલા હૃદયપૂર્વક વાત કરનાર મુસાફર બીજો કોઇ નહિ પણ હણુમાનજીના નિકટના દોસ્ત

જાંબુવાનના જ વંશજ હોવા જોઇએ એમ માની મેં તેમનો ઉપકાર માનવા માટે હાથ લંબાવ્યો ને કહ્યું:—

"હાજી, આપના જાંબુવાન વંશ સાથે અમારા હણુમાન વંશને દોસ્તી છે અને ઘણે વરસે આપણે તેમના સફરજંદો આમ અચાનક મળીએ છીએ—"

પણ એણે મારૂં ન સાંભળ્યું. આંખ લાલ કરી તે ચાલતો થયો. જો તે જાંબુવાનનો વંશજ ન્હોતો તો પછી ડાર્વિન તેની બાબતમાં જરૂર સાચો હોવો જોઇએ એમ માની મેં મન વાળ્યું! પણ હણુમાનજીનો કયાંય પત્તો ન મળ્યો એટલે મારે જે બે ઘડી દીલની વાતો કરવી હતી તે નછૂટકે આ ખુલ્લા પત્રમાં જ લખવી પડે છે. એકલા મથુરામાં જ નહિ પરંતુ મુંબઇ શહેર અને મુંબઇ ઇલાકામાં જ્યાં જ્યાં લાલચોળ સ્વરૂપમાં હણુમાનજીની મૂર્તિ ઉભી છે ત્યાં દર શનિવારે તેલ–સિંદુરનાં ખર્ચ કરી તેના પુજારીને પૂછી આવ્યો છું કે "તને તારી ફી આપું તો મારૂતિ ભગવાન મારી સાથે વાત કરશે કે?" પણ આ સવાલના જવાબમાં પુજારીએ જ વાત કરવાની ના પાડી, ત્યાં હણુમાનજી મારી સાથે તો શાના જ બોલવા પામે? આમ ચોપાસથી નિરાશ થઇ મુલાકાત માટે ટળવળતાં 'હું'એ આખરે આ ખુલ્લા પત્રનું શરણ સ્વીકાર્યું છે એ જોઇને મને આશા છે કે દુનિયાના બધા હણુમાન ભગવાનો અને તેમના ભક્તો મને માફ કરશે!

નાની ઉમ્મરમાં વડીલો કહેતા કે "બધા દેવોના લફરાં કરીએ પણ એક હણુમાનજીનું નામ ન લેવું. કારણ કે તે જોરાવર કાયવાળા હોવાથી જરા ક્રોધી (તેજસ્વી) છે ને વખતે એકાદ શનિવાર ચૂકયા તો રાતે ખાટલાપરથી પછાડશે." આ પત્ર લખતી વખતે એ ધમકી-એ બ્હીક યાદ આવે છે! પણ મારી ઓરડીમાં નજર કરતાં એ બ્હીક પર મને હસવું આવે છે! મારી ઓરડીમાં મારે માટે જ જ્યાં

પુરી જગ્યા નથી ત્યાં ખાટલો તો બિચારો શાનો જ રહી શકે? હવે જ્યાં ખાટલો જ નથી( ને રહી શકતો હોત ત્હોય તે દેશના વાસી માંકડોની બ્હીકે હું તેનાપર સુંવું તેવોય નથી!) ત્યાં હણુમાનજી આ પત્ર વાંચીને ખીજાશે તોય મને ભોંયપર કેવી રીતે પછાડી શકવાના હતા? મારા ધારવા પ્રમાણે તો મારી ઓરડીમાં પેસ્તાં જ તેમને માથામાં છત વાગે તેવી છે! આ સંજોગોમાં હણુમાનજી મારે ઘેર તો કદી આવી શકે તેમ નથી! કદાચ રસ્તામાં નામ લે તે બનવાજોગ છે, પરંતુ અંગ્રેજ સરકારના બ્હાદુર સિપાઇઓનો ચોકી પ્હેરો અને કાયદાનું સંરક્ષણ હોવાથી, મારા જેવી કોઇ પણ બ્રીટીશ રૈયતે એ બ્હીક રાખવાની જરૂર નથી! આમ હું એક સુરક્ષિત સ્થળે, રાજમાં અને સંજોગોમાં હોવાથી હવે બ્હાદુરીથી મારો પત્ર લખ્યો જાઉં છું!

હે હણુમાનજી! હે મહાવીર મારૂતિ મહાન! મેં તમને પચાસવાર, પાંચસોવાર, પાંચહજારવાર (કાપડ નહિ પણ પ્રાર્થના) કરી છે, શનિવાર પાળી પાળીને (એટલે એવી રીતે કે એકટાણું કરી બપ્પોરે ખાતો ને સાંજે ભૂખ તો હણુમાનજીનીએ રાહ જોતી ન્હોતી એટલે રાજગરાની પુરી, શીખંડ, બટેટાનું શાક, શેકેલી સીંગ, દુધ, ચાહ પાનસોપારી ને સીગરેટ, એમ ફરાળ કરી લેતો હતો!) હવે તો મારા શનિવાર ખુટાડયા છે, એવી આશાએ કે:

"તમે મને ૫૦૦૦ હજાર રૂપીઆ આપો તો હું તમને પાંચશેર તેલ ચડાવું—"

પણ આજ સુધી પાંચહજાર મને મળવા તો રહ્યા, પણ મારૂં પાંચહજાર રૂપીઆનું તેલ (એટલે કે અસલ થાપણ રૂા. ૫ ના તેલની, તેનીપર ૯ ટકાનું ચક્રવર્દ્ધિ વ્યાજ ગણતાં તેલની આટલી રકમ થાય) ને સિંદૂર તમે મારી પાસેથી લઈ ગયા! હવે મને આ ધર્મના વેપારમાં જે ખોટ આવી એ માટે મારે તમને શું કરવું?

તમે જો બ્રીટીશ રૈયત હોત તો તો જરૂર કોર્ટમાં દાવો લગાવી, ડીક્રી કરાવી તમારી વજ્રની કાયાને સીવીલ જેલમાં બેસાડી દીધી હોત ! તમે શું એમ કહેવા માંગો છો કે "તમારા તેલ ગયા ને અમારા ખેલ ગયા" ? તમે ખેલ જ ક્યાં કર્યો છે ? ને શું પેલા મદારી સાથે તમારા વંશ વારસો કુદકા મારીને ખેલ કરે છે એટલામાં મને સંતોષ પમાડવો છે ? એમ કંઇ હું બન્યું નથી કે સમજી જાઉં. એ તો સારૂં છે કે મેં નાદારી કોર્ટ જોઇ નથી, ક્યાં આવી તેની ખબર નથી, નહિ તો મને જે ૫૦૦૦ ની ખોટ લાગી છે તે માટે જરૂર મેં નાદારી નોંધાવી હોત ને તમારા ભગતના શું હાલ થાય છે તેની ઇતિહાસમાં નોંધ કરાવી હોત ! તો હવે મહેરબાની કરીને કહેશો કે આપણા કંટ્રાક્ટ પ્રમાણે તમે મારી લેણી રકમ ક્યારે આપશો ?

પણ આ ઉઘરાણી નકામી છે. તમારા જેવા ફક્કડભાઈ પાસે હોય શું કે માંગવું ? મેં પહેલેથી માંગ્યું એ જ ભૂલ કરી, એમ હવે મને સમજાય છે. ભક્તિના બદલામાં રૂપીઆ જોઇતા હોય તો તો મારે લક્ષ્મીપતિ પાસે જવું જોઇએ. તમારી પાસે તો શારીરિક બળ છે, એટલે બળ જ મળી શકે તેમ છે. તસ્દી માફ કરજો, હણુમાનજી ? આપણે શરીર–બળ નથી જોઇતું, કારણ કે એથી, માંખ મારતા અમારા હિંદી ડાકટરો ને વૈદો ને ધાતુપુષ્ટિની દવા બનાવનારાઓ બીચારા ભુખે મરે તેમ છે ! એવું હિંસાનું કામ તો તમને સોંપ્યું, અમને નહિ ! આ સંજોગોમાં હવે આ દીવાળીપર જૂના ચોપડા બંધ કરતી વખતે તમારે ખાતે નીકળતી લેણી રકમ માંડી વાળી નવા વર્ષમાં નવા દેવો સાથે વેપાર કરીશ તે જાણશો ! પણ હું જુના સ્નેહને એક ઘડીકમાં ભૂલું એવો નથી, કારણ કે અમારી દુનીઆના માણસોને તમારા જીવન વિષે થોડા પ્રશ્નો પુછવા છે જે આ પત્રદ્વારા પુછી લેવા નમ્રતાપૂર્વક રજા લઉં છું.

શાસ્ત્રમાં જણાવ્યું છે કે: "તમે જન્મતાં જ સૂર્યને પકડવા માટે કુદકો મારેલો." પછી શું થયું તેના સમાચાર મળ્યા નથી. હવે અમારા ડોશીશાસ્ત્રમાં કહ્યું છે કે 'જે છોકરૂં જન્મતાં રડે તે ભવિષ્યમાં સારા સ્વભાવનું થાય." હવે આ નિયમ પ્રમાણે તમે "ઉંવા...ઉંવા" કરવાને બદલે કુદકો માર્યો, રડયા નહિ ને છતાં મહા બલવાન વીર તરીકે ઇતિહાસમાં નોંધાયા ત્યારે હવે એ ડોશી-શાસ્ત્ર સાચું માનવું કે તમારો ઇતિહાસ? વળી તમારા જન્મ વખતના આ બનાવની નોંધ છે, તો પછી પ્રસવ હોસ્પીટલમાં થયેલો કે ગામડાના ઘરમાં ગામડીયણ સુયાણીની છાંયામાં, તમને બાબા-ગાડીમાં ફેરવતાં કે કેડમાં, તમારે માટે આયા હતી કે આઇ, વગેરે બાબતો જે વીસમીસદીના માણસોને બહુ ઉપયોગી છે, તેની કેમ કંઈ નોંધ નથી? કદાચ તમારા ઇતિહાસકાર વાલ્મીકિ મુનિને એ બધી બાબતો નજીવી લાગી હશે! ગમે તેમ પણ મારો તો નમ્ર મત છે અને તે મતને અમેરિકન લોકોનો ટેકો છે કે તમે એવો મહાન કુદકો મારવામાં ૮૦૦૦ વર્ષની ઉતાવળ કરી છે! રામાયણના એકદર જમાનાને બદલે આઠ હજાર વર્ષ પછી આ વીસમીસદીમાં એ કુદકો લગાવ્યો હોત તો તમને ઇનામ મળત, સોનાના ચાંદો મળત, દુનીઆની ચેમ્પીઅનશીપ મળત, માનપત્રો મળત અને છાપામાં તમારાં તમતમના વર્ણનો આવત! પણ તમારાં નસીબમાં નહિ તો પછી અમે લાચાર છીએ! હજી પણ અમારી વર્લ્ડ-જમ્પીંગ-કોમ્પીટીશનમાં હરિફાઇ કરવા ઇચ્છા હોય તો છાપેલા ફારમપર, બે સાક્ષીઓના દેખતાં સહી કરી બે રૂપીઆ દાખલ ફી સાથે નીમેલી તારીખની અંદર મોકલી આપજો! તમને ચુંટવા ન ચુંટવા તેનો નિર્ણય કરવાની સત્તા કમીટીને હસ્તક રહેશે ને તેનો નિર્ણય છેવટનો ગણાશે!

વળી તમને શાસ્ત્રોમાં પવનસુત ગણાવ્યા છે એટલે જ તમારૂં

નામ મારૂતિ પડયું છે, એમ જણાય છે અમારા મુંબઇના ખટારા હાંકનારા અનેક ' મારૂતિ 'ઓ જોતાં અને તેમના ખટારાની ગતિ જોતાં તમારૂં નામ અને પવન વંશ બન્ને લાજે છે એ જોઈ મને બહુ ખેદ થાય છે ! તમે તમારા નામને વંશના " સર્વ હક્ક સ્વાધીન " કરાવી લીધા હોત તો તેમનો આમ ગેરઉપયોગ કોઇ ન કરી શકત ! હજી પણ એ બધાને તેમનાં નામ બદલવા માટે હુકમનામું મેળવવા કાયદેસર પગલાં લ્યો તો તેમાં તમારી જ આબરૂ જળવાઇ રહેશે ! યાદ રાખજો, મારા વખતના પૈસા પડે છે છતાં હું આ મફત સલાહ આપું છું જે માત્ર તમારે ખાતરના મારા જુના સ્નેહ સંબંધને લીધે જ ! છતાં સલાહ ન ગમતી હોય તો, ' માલ પસંદ ન પડે તો પૈસા પાછા ' એ નિયમે પૈસા નહિ હોવાથી માલ પાછો મોકલવાની તમને છૂટ છે. પરંતુ આ શરત આ પત્ર વાંચ્યાની ૨૪ કલાકની અંદર જ. જે પછી હું એ સલાહ પાછી લેવા બંધાયલો નથી અને છતાં તમે તે માટે કાયદેસર પગલાં લેશો તો તે તમારે હિસાબે ને જોખમે રહેશે જેની નોંધ લેવી !

શાસ્ત્રોમાં તમને ' બ્રહ્મચારી ' કહ્યા છે એ જાણીને તો બહુ આનન્દ થયો. સારૂં જ થયું કે તમે પરણવાના જોખમી કામમાં હાથ ન નાંખ્યો; નહિ તો કરમમાં કોઇ કલાંટ ' વાંદરી ' મળી હોત તો તમારા પુરા ભોગ મળત ! તમને તો પરણેલી જીંદગીનો અનુભવ નથી જ્યારે અમે તો દશ વર્ષ મુંડાવ્યું છે ! અમારા જેવા અનુભવી માણસોપર વિશ્વાસ રાખજો કે અમે સાચું જ કહીએ છીએ ! અમારા કવિઓ કહે છેઃ—

" પરણીને પસ્તાવું, વળી પાછું રંડાવું " એ તદ્દન ખરી હકીકત, વાલ્મીકિ મુનિએ પણ અમારા કવિઓ પાસેથી સાંભળીને કે તેમના કાવ્યના પોતાના મગજમાં ઉતારા કરીને તમને કહી લાગે છે ! એક બીજો કવિ કહે છેઃ—

" મળી નારી નહિ, રહેજે બ્રહ્મચારી "

એમ તમને કોઇ સમાન બળવાળી જીવનસખી ન મળી એટલે તમે બ્રહ્મચારી રહ્યા. એવું તો નથી જ બન્યું, એવો હું તમારામાં વિશ્વાસ રાખી બેઠો છું ! પરંતુ જ્યારે તમે તમારો ભવ આમ સુખી કાઢ્યો તો પછી શ્રી રામચંદ્રજીને પણ બ્રહ્મચારી-જીવન, અપરિણીત જીવનના લાભ બતાવી સીતા માતાના સ્વયંવરમાં જતાં અટકાવ્યા હોત તો આ રાવણયુદ્ધ જેવો ભયાનક પ્રસંગ ન આવત ! હશે; હવે જે થયું તે થયું. ગઈ તિથી જોશીએ ન વાંચે તેમ આપણે એ ભૂલી જવું ને તમારે માટે તો ભગત નરસિંહ મહેતાના શબ્દમાં કહું તો:—

' ભલી ભાર્યા ને ભરી સલામ,
સુખે ભજાયા સીતારામ. '

શું કરે બીચારા ફ્રાંસના એન્ટી-મેરેજ મંડળવાળાઓ, કે તમને ઓળખતા નથી ! જો તમે ફ્રાંસમાં જન્મ્યા હોત તો તેઓ જરૂર તમારે માટે ગર્વ લેત ને તમને પોતાના મંડળના પ્રમુખ બનાવત !

તમારા વંશવારસો માટે લગ્ન બાબતમાં એક લોકમાન્યતા ચાલે છે તેની પણ અહીં નોંધ કરી લઉં. કહે છે કે એક વાંદરો જીંદગી સુધી બ્રહ્મચારી રહે છે ને ઘડપણમાં પરણે છે ત્યારે ૧૦૦ વાંદરીના ટોળાનો સ્વામી બને છે. સો વાંદરીને સાચવી શકવાનું બળ તેણે બ્રહ્મચર્યથી મેળવેલું હોય છે, વિગેરે. અમારા હિંદુ લો, મુસલમાની શરેહ વગેરે કાયદાઓ જોતાં બહુ બહુ તો ચાર સ્ત્રીથી વધારે કરવાની ક્યાંય ફેશન નથી ! છતાં આટલું મોટું બૈરી-મંડળ યાને wives Association તો જરા અશિષ્ટ લાગે છે. તમે કહેશો કે ' તમારા કાયદાબાજોએ ચાર સ્ત્રીનો આંકડો તમારા પુરૂષોની શક્તિ જોઇને માંડ્યો હશે. ' તો શેખી કરવી રહેવા દેજો. એક યુરોપીઅન સ્ત્રીના સ્વભાવને સાંખી જુઓ તો

તમને ખબર પડે કે તેવી ૧૦૦ સાચવવાનો કાયદો કર્યો હોત તો મરણપ્રમાણ વધત કે જન્મપ્રમાણ ? અભણ વાંદરીઓ હક્ક નથી માંગતી ત્યાંસુધી તમારા વંશવારસોનું ગાડું ગબડે છે, પણ જે દહાડે પેલા ઘરડા સ્વામીના કેળામાંથી પોતાના ભાગનો હક્ક સ્થાપિત કરવા એ સ્ત્રી-સમૂહ કમર કસશે તે દહાડે જોઇ લેજો ' બેઘડી મોજ મજાક ! ' જમાનો ઓળખીને હજીપણ ચેતો, નહિ તો એ પશ્ચિમનો પવન કિષ્કિંધા તરફ પણ ફુંકાતો આવી રહ્યો છે !

હવે તમારી કાયાને શાસ્ત્રોમાં વજ્રની કાયા કહી છે. સખતમાં સખત છેવટ અમે લોઢું અને પોલાદ નામની ધાતુ જાણીએ છીએ. હવે આ વજ્ર કઇ ધાતુ છે તેનો નમૂનો મોકલી અમારી એકવાર ખાત્રી નહિ કરો ત્યાંસુધી આ ગપ્પાં ચાદ્દર માનીને અમે બીજો ઓર્ડર કદી આપનાર નથી ! અમારી દુનીઆમાં વજ્રની માંગણી સારી છે અને જો તમે મોકલશો તો નવો વેપાર ખીલવી શકાશે. પરંતુ જ્યાંસુધી તમે એ નવાઇની ચીજ નહિ મોકલો ત્યાંસુધી તમારી વજ્રની કાયા વિષે અને રામચંદ્રજીને તમે છાતી ચીરીને અંદર રામ રામ લખેલું બતાવ્યું એ બનાવ વિષે અમારા મહા વિદ્વાનોને નીચે પ્રમાણેની શંકાઓ જરૂર રહેવાની:

**અમારા શરીરશાસ્ત્રીઓ** ( Physiologists )ને શંકા થાય છે કે ધાતુના બનાવેલા માણસો તો નહિ પરંતુ યુરોપીઅન ઉમરાવોને ત્યાં પુતળાંઓ જોયલાં છે ! વળી વજ્ર જેવી અખંડ ધાતુની કાયા હોય તો તેમાંની છાતી નખવડે કેવી રીતે ચીરી શકાય જ ? અંદર હૃદયપર તે કઇ સાહીવડે, કઇ કલમથી, કેવી રીતે લખાયલું હતું ? એ બને જ કેવી રીતે ? તે હૃદય હતું કે ફુલીસ્કેપ કાગળ ? છાતી ચીરાયા પછી પાછી આખી કેવી રીતે થઇ ? ત્યારપછી:—

**અમારા ભાષાશાસ્ત્રીઓ** ( Philologists )ને શંકા થાય છે કે એ રામ રામ વગેરે શબ્દો કુલ કેટલા હતા ! લખેલા હતા કે છાપેલા હતા ? કઇ ભાષામાં લખેલા હતા ? સાથે કંઇ

બીજું લખેલું હતું કે ? તેમાં કંઇ સંવત, મિતિ, વાર, સમય, ચોઘડીયું વગેરે હતું કે ? એ લખાણની કોઇ તામ્રપત્રમાં નકલ બ્રીટીશ મ્યુઝીયમમાં કેમ નથી ?'

**ત્યારપછી અમારા તર્કશાસ્ત્રીઓ** ( Logicians )ને શંકાઓ થાય છે કે 'એકલું રામ રામ લખવાનું જ શું કારણ ? તેથી લાભ શું ? કોણે લખ્યું ? રામરાજા પાસેથી ખુશામત કરીને મહેરબાની મેળવવા માટે આ નજરબંધીનો ખેલ તો નહિ હોય ?

**વળી અમારા ધારાશાસ્ત્રીઓ** ( Legislators )ને પણ શંકાઓ થાય છે કે આ અંદર લખેલું હતું તેનો શું પુરાવો ? રામચંદ્રજીને તે બતાવવામાં આવેલું તેનો સાક્ષી કોણ ? એ લખાણપર કાયદા પ્રમાણે સ્ટાંપ ચોંટાડેલો કે નહિ ? તેમાં સાક્ષીઓ વગેરેની સહી હતી કે નહિ ? તે દસ્તાવેજ રજીસ્ટર્ડ થયેલો છે કે નહિ ? વળી આમ છચોક છાતી ચીરવી એ લગભગ આપઘાતનો ગુન્હો ગણાય કે નહિ, એ વિષે મોટા ધારાશાસ્ત્રીનો મત લેવો જોઇએ !

**છેવટ અમારા વૈદ્યશાસ્ત્રીઓ** ( Medicos )ને પણ શંકા થયા વગર રહેતી નથી, ને તેઓ જાણવા ઇચ્છા રાખે છે કે છાતી ચીરાયલી, ત્યારે લોહી કેટલા પ્રમાણમાં નીકળેલું ? તે વખતે હૃદયના ધબકારા અને નાડીની ગતિ કેટલાં હતાં ? નીકળતા લોહીને ક્યા ફર્સ્ટ-એઇડના નિયમ પ્રમાણે, ડાક્ટર આવે ત્યાં સુધી કેવી રીતે પાટા પીંડી કરેલી ? આજકાલ માણસો ઘાપર કામચલાઉ ઘાસલેટ રેડીને પાટો બાંધે છે તેમ કરેલું હોય તો ઘાસ્લેટ તેજમાનામાં હતું ખરૂં ? પછી એ ઘા કેવી રીતે રૂઝવેલો ? કયા ડાકટરની ટ્રીટમેંટ નીચે, કઇ હોસ્પીટલમાં કેટલા દિવસ બીછાને કાઢેલા ?

બાકી રહેલા અમારા પ્રેમીઓને શંકા થાય છે કે પોતાની પ્રિયતમાઓને પોતાનો પ્રેમ સાબીત કરી આપવા માટે તેઓ આ

રીતે પોતાની છાતી ચીરી હૃદય બતાવવાનો અખતરો સલામત રીતે કોઇ દિવસ કરી શકે ખરા કે નહિ ?

છેવટ મને પોતાને શંકા થાય છે કે હું એમ છાતી ચીરવા જાઉં તો અંદર હૃદય હશે કે હશે જ નહિ ? ( દુઃખ અને દર્દને લીધે મારૂં તો હૃદય ડાકટરોના કહેવા પ્રમાણે એટલું બધું ખવાઇ ગયું છે કે આ લખતી વખતે હૃદયની રાખોડી સિવાય બીજું કંઇ હશે જ નહિ એની મને ખાત્રી છે ! ) કદાચ મારી શંકા દુર થાય ને કોઇ મને ઇસ્ટાંપના કાગળપર લખી આપે કે અંદર હૃદય છે જ તો પણ તેની ખાત્રી કરવા માટે છાતી ચીરૂં એવો હું મૂર્ખ નથી તેમજ એવા અણીદાર મારી પાસે નખ પણ નથી !

ઘરમાં હથિયારબંધીના કાયદાને લીધે એકે હથિયાર પણ નથી-સિવાય કે એક શાક સમારવાનો ચપ્પુ ને એક દાઢી છોલવાનો અસ્ત્રો ! તેમાં પણ ચપ્પુ સુરણ છોલતાં સાત વગાડે તેવો બુઠ્ઠો છે ને અસ્ત્રો ' સેફ્ટી રેઝર ' એટલે ' વગાડે નહિ તેવો સલામત ' છે ! આ સંજોગોમાં, અરે રામ ! હું છાતી તેકેવી રીતે ચીરી શકું ને બતાવી શકું કે મારા હૃદયમાં, જો હૃદય હોય તો, " ઓ રામ " નામના અનેક નિસાસા જ લખેલા પડેલા છે ? મારા એકલાનું જ નહિ, હિંદીમાત્રનાં હૈયાં ચીરીને જુઓ તો તમને જણાશે કે દરેકના હૃદયમાં નિરાશાના ' અરે રામ ' અક્ષરો ખીચોખીચ લખાયલા હશે ! આ જોતાં હનુમાનજીએ છાતી ચીરીને રામનાં નામ લખેલાં બતાવ્યાં તેમાં કંઇ મોટું પરાક્રમ કર્યું હોય એમ મારા માન્યામાં તો નથી આવતું ! આમ છતાં હનુમાનજીપર આટલી બધી કૃપા અને બીચારા હિંદીઓ અને તેમાં પણ ખાસ કરીને મારાપર કૃપાનો છાંટોય નહિ, એ ભયંકર અન્યાય હવે નથી સહન થતો ! આવા ન્યાય જ્યાં થતા હોય તેને રામરાજ્ય કેમ કહી શકાય ? રાઇના પાડ રાતે વહી ગયા તેમ રામનાં રાજ રામાયણમાં વહી ગયાં એમ માનવાથી કંઇ પેદા

અન્યાય જુંસાવાનો નથી ! એ અન્યાયની છાપ શ્રી રામચંદ્રજીપર રહેવાની જ અને તે માટે રામની કૃપાનો ઇજારો લેઇ લેનારા હનુમાનજી જવાબદાર છે ! આ જવાબદારી વિષે કાયદો શું કહે છે તે જોવા માણુસો દોડે તો પછી તે માટે હું જવાબદાર નથી, તે હે હનુમાનજી ! જરૂર જાણુશોજી !

પણુ આ છાતી ચીરવાના પ્રવેશપરથી અમારા વેપારીઓને એક લાભની વાત સુઝે તેવો સંભવ છે ! નોકરો ગાંઠતા નથી, કહેલું માનતા નથી, શેઠ તેવા વાણોતર બને છે, એવી ફરિયાદ કરનારા શેઠીઆઓ હનુમાનજી જેવા શ્રીરામના ભક્ત હનુમાનજીને આદર્શ વફાદાર નોકર તરીકે જે દહાડે ઓળખશે તે દિવસે આ ગરીબ નોકરોનું આવી બન્યું સમજવું એવી મને ખાત્રીપૂર્વક પણુ નમ્રતાપૂર્વક ધાસ્તી રહે છે ! કારણુ કે એ હકીકત જાણુતાં જ મોટી ફાંદવાળા શેઠીઆઓ હનુમાનજીની છબી પેઢીપર ' આદર્શ નોકર ' તરીકે ટીંગાવતા થઈ જશે અને નોકરોને તેવા થવા માટે આગ્રહ કરશે ! નવા નોકરોને રાખતા પહેલાં શેઠ પ્રત્યેની વફાદારીના સોગન ખવડાવવાને બદલે બનવાજોગ છે કે દરેક ઉમેદવારની છાતી ચીરીને વફાદારી માપવા માટે ડાકટરોને બોલાવશે ! આવું જો થાય તો હું ધારૂં છું કે ડાક્ટરોને નવી ઘરાકી ફાટી પડશે, શેઠીઆઓને વફાદાર નોકરો મળશે ને નોકરોને ઝાઝી ગરીબી જોવા માટે જીવવાની જરૂર નહિ રહે ! હે હનમાનજી ! તમારે છેવટ વીસમીસદીના મહેતાજીઓની દયા ખાઇ વફાદારી સાબીત કરવાનો આવો માર્ગ ન્હોતો બતાવવો ! કિસ્મત બીચારી છાતીનાં !

ને મહાવીર હનુમાનજી ! રામાયણુમાં વાલ્મીકિ મુનિએ તમારે માટે લખ્યું છે કે: ' લક્ષ્મણુજી મૂર્છાગત થયા ત્યારે ઔષધિ લાવવા માટે હનુમાનજીને મોકલવામાં આવ્યા. પર્વતપર ઔષધિ તમને ન જડી એટલે તમે આખો પર્વત ઉપાડી ચાલ્યા. રસ્તામાં ગર્વ થયો

એટલે ભરતે બાણુ માર્યું ને તમને પછાડયા ' વિગેરે વિગેરે તમારી બદનક્ષી કરનારૂં લખાણુ લખ્યું છે એ માટે પછી તમે શું વિચાર કર્યો ? તમને ગર્વ વધેલા કે પર્વતના ભાર વધેલા ? અરે ભલા માણસ ! કોઇ હેલકરી, પાટીવાળો કે મજુર ન મળ્યો કે માથે ઉપાડીને ચાલ્યા ? તમે જાણો છો કે તમે અમ હિંદુના દેવ થઈ એમ મજુરી કરી તેથી યુરોપીઅનો પાસે અમારી પોઝીશન કેટલી બધી ઢેમ થઇ જાય છે ? વળી તમને ઔષધિ ન જડી એ તમારૂં વૈદ્યકશાસ્ત્રનું અજ્ઞાન બતાવવાને બદલે તમે કોઇ છાપામાં " જોઇએ છે, ફલાણી દવા--લક્ષ્મણજી મૂર્છાગત થયા છે માટેઃ શોધી લાવનારને ઇનામ રૂા. આટલા. " એમ રૂપીઆ—રોડાની જાહેરખબર આપી હોત તો ? બાકી એ વખતે ખીસા ખાલી હોય તો તે જાણે તમારો વાંક નથી ! પણ હવેથી ધ્યાન રાખજો કે આવા છબરડા તમારાથી ન થઇ જાય. એવો વખત આવે ત્યારે એકાદ મજુર કરી લેવો બ્હેતર ! અમારા પુજ્ય દેવ છો તો પછી અમારી પોઝીશન જળવાય એ રીતે વર્તતા રહેજો, માબાપ !

અને તમે અશોક વનમાં સીતા માતાને શ્રીરામની વીંટી નિશાની તરીકે આપવા ગયા ત્યારે જ સીતા માતાને ખભે બેસાડી શ્રીરામને સોંપી દીધાં હોત તો આ બધી લંકાની હોળી થાત ખરી ? દુશ્મનના દરબારમાં એકલા પહોંચી જવાની, લંકા બાળવાની એ બધી શક્તિ તમારામાં હતી તો પછી આટલું નાનું કામ ન કરી શક્યા ? અને એક વાત પુછું કે એ વીંટી કયા પ્રખ્યાત ઝવેરીએ બનાવેલી તે કંઇ તમે જોઈ રાખેલું છે ? અમારાં બૈરાંઓ શ્રીરામચંદ્રજીના સ્પેશ્યલી એપોઇન્ટેડ ઝવેરી કે સોની પાસે દાગીના ઘડાવી શકાય તો બહુ રાજી થાય તેમ છે ! તો તેનું નામ ઠેકાણું જાણતા હો તો જણાવજો ! વળી ભવિષ્યમાં આમ કોઇના દાગીનાનું જોખમ કયાંય લઇ જવું હોય તો હવે જરા સંભાળજો; કારણકે અમારા મુંબઇના ખીસા કાતરૂઓ તમને પણ મુકે તેવા નથી ! ગ્રામમાં

તમારૂં પુચ્છ્ડું ભરાઇ ગયેલું તમે કાઢવા જશો ત્યાં તો ખીસામાંથી વીંટી તરત છુમંતર થઇ જાય તેમ છે! માટે ચોરોથી સાવધ રહેજો !

તમે પેલી મુંબાઇમાં લંકાદહનની ફીલ્મ જોઈ છે કે ? તમે એ જોઇને તમારે પોતાને માટે શું ધારો છો તે લખજો જેથી ફરી તમારા "ચિત્રના પ્રયોગો યાને એક આત્મકથા" અમે છાપી શકીએ !

અમારી વતીથી એક આટલું કામકાજ છે તે પણ જરા કરજો! શ્રી રામચંદ્રજી નિરાંતે બેઠા હોય ત્યારે જરા પૂછજો ને કે તમે જ્યારે તેમના નામની ચોવીસે કલાક માળા ફેરવો છો ત્યારે અમારા હિંદુભાઇઓએ માત્ર માણુસ મરી જાય તે વખતેજ 'શ્રીરામ' 'શ્રીરામ' કરવાનો રિવાજ કેમ પાડયો હશે ? જીવે ત્યારે લક્ષ્મીપતિની પૂજા ને મરે ત્યારે 'શ્રીરામ'! તો શું કંઇ રામચંદ્ર ભગવાને તેમનો ગુન્હો કર્યો છે ? સામસામા મળે ત્યારે "રામરામ" કહેવાનો રિવાજ પણ હવે દહાડે દહાડે ઘસાતો જાય છે! ટુંકમાં સુખમાં સોની ને દુઃખમાં જ રામ સમરનાર અમારા એકદર માણુસોમાં હવે શ્રીરામ નામનો પુનરૂદ્ધાર કરવા માટે તમે અને શ્રીરામચંદ્રજી મહારાજ ક્યારે ચળવળ કરવાના છો તે લખશો તો અમે કંઇક વાતાવરણ તૈયાર કરી રાખીએ, કંઇક વર્તમાનપત્રોના તંત્રીઓને દાઢીમાં—આપણા પક્ષમાં મેળવી રાખીએ !

બાકી હવે તમારી કદર હિંદુસ્તાનમાં દહાડે દહાડે વધતી જાય છે એમ મને લાગે છે; એ ખુશી સમાચાર તમને આપતાં મને એટલો બધો આનન્દ થાય છે કે તે આનન્દની ખુશાલીમાં મેં સોડાવાળાને એક રાસબરી તોડીને જામપર જામ પીલાવવાનો હુકમ આપ્યો છે ! જુઓ, તમારે નામે હવે અખાડા સ્થપાતા જાય છે, મહાવીર દળો ઉભા થયા છે અને સંગઠ્ઠનની હીલચાલમાં અમે અ-

મારા દુબળા શરીરમાં જેટલી શક્તિ હોય તેટલી શક્તિ ભેગી કરીને 'જય હનુમાનજી' 'જય બજરંગ'ની ગર્જનાઓ એવી તો કરીએ છીએ કે અનેક મોટરોના ટાયરો ફડાક લઇને ફાટી જાય છે! અમે આવી શરીરબળની ચળવળોમાં હવે માનતા થયા છીએ અને હે હનુમાનજી, જો તમે અમને સ્વરાજ્ય આપો તો અમે બધા ઉગતા પહેલવાનો તમને તેલના દરીઆમાં સીંદુરનો પહાડ નાંખી નહવડાવવાની માનતા રાખવા તૈયાર છીએ! શરતો પસંદ પડે તો સોદો સહી કરી મોકલજો! નહિ મંજુર કરો ને કદાચ તમે ગોરા લોકોના પક્ષમાં ભળી જશો તોય યાદ રાખજો, અમે બધા તમને હિંદુસ્તાનમાંથી ટ્રંક બીછાના સાથે હાંકી કાઢયે જ છુટકો કરીશું!

તમારા વંશ વારસો વિષે એમ કહેવાય છે કે તેઓ એકલા વનસ્પતિ ખાતા હોવાથી બહુ શરીરબળ ધરાવે છે. અમારા માંસાહારીઓને તેની શંકા થાય છે. આ મતભેદનો નીકાલ કરવા માટે મુંબઇમાં ચોપાટીની રેતીમાં એક માંસાહારી યુરોપીઅન ને એક વાંદરાની કુસ્તી થાય તો તુરત નિકાલ થઇ જશે એવો મારો અભિપ્રાય છે. અલબત્ત આ દ્વન્દ્વ યુદ્ધમાં બન્ને મુક્કાબાજોનું વજન સમાન હોય, શરીર સમાન હોય તેમજ હથિયારો પણ સરખાં જ હોય એ યુદ્ધનો નિયમ હોવાથી કાં તેનું પુછડું કાપીને મોકલજો, નહિ તો અમે અમારા પ્રતિનિધિને પુંછડું ઉગાડીને મોકલીએ! આનો જવાબ તારથી આપજો; જેથી અપૂર્વ 'વાંદરા–માણુસની કુસ્તી' ગોઠવી શકાય! અલબત્ત તેની ટીકીટની આવકમાંથી નફામાં મારો અડધો ભાગ ને ખોટમાં તમારો પુરો ભાગ!

એટલું તો મને કહેવા દો કે તમારા વંશવારસોને પૈસાની તો કીંમત જ નથી; નહિ તો પેલી વાર્તામાં લખ્યા પ્રમાણે કંઇ હીરાનો હાર ફેંકી દે ખરા? વળી વાંદરાને નીસરણી આપો તો ચઢઉતર ક્યાં કરે એ કહેવતમાં તેની અક્કલનું માપ જણાય છે! અને છેવટે

વાંદરાને દારૂ પાઓ એટલે આવી બન્યું, આ કહેવતમાં તેને અદકા-પાત્ર જેવો જણાવ્યો છે. આ બધી કહેવતોમાંથી તમારા વારસોના પાત્રાલેખનનો સરવાળો કરતાં મને તો એમ જ લાગે છે કે તમારા વારસોએ માત્ર ખાઇને શરીરમાં વધી જાણ્યું છે ! અરેરે, દીવા પાછળ અંધારૂં, એ રીતે તમ જેવા વીર બાપનું નામ બોળે તેવા આ અકર્મી કપુતો જોતાં તમને ઘણો ખેદ થતો હશે. તો તે શોક-જનક પ્રસંગની કલ્પના થતાં અમે માણસો માનીએ છીએ કે તેથી તમને અને તમારા કુટુંબને (!) જબરી ખોટ ગઇ છે જે માટે અમારા ઉંડા અંતરના દીલાસા આ પત્રદ્વારા સ્વીકારશો.

હવે તમારી એક છેલ્લી ફરજની યાદ આપી હું આ પત્ર બંધ કરૂં; કારણ કે ટપાલનો વખત થઇ જાય છે ને આજ શનીવાર હોવાથી ૧૨ વાગ્યા પછી લેટ ફી લાગે તેમ છે ! મારી શોધ પ્રમાણે તમે ધારો તો એકલા તેલ ને સિંદુર ભેગાં કરીને હિંદને તુરત સ્વરાજ અપાવી શકો તેમ છો ! ન અપાવો ત્યાં સુધી તમે પહેલ-વાન દેવ અમને કામના શું ? એ ઉપાય વાપરવાની રીત એવી છે કે એક ચમચી તેલ લેવું ને તેમાં એક વાલ સીંદુર નાંખી સાતવાર ઘુંટવું. પછી તેને વસ્ત્રગાળ કરી શીશીમાં ભરી રાખવું. ઉપર સૂચના કરવી કે આ દવા ખુલ્લી હવામાં કદી ન રાખવી; તેમજ વાપર્યા પછી તુરત બુચ મારી દેવો. હવે આ દવાની જાહેરખબર બધા વિલાયતી છાપામાં આપવી કે “ ફલાણી તારીખે આ દવા આંખમાં આંજી જે યુરોપીઅન કુટુંબ સાથે દરીયામાં ફરવા નીકળશે તેને દરીયા નીચે ડુબીને બેઠેલો અનર્ગળ ખજાનો દેખાશે ! બસ આ રમત કરવી એટલે બેડોપાર ! કારણ કે પરિણામ એ આવશે, કે તે દિવસે હિંદના બધા યુરોપીઅનો કુટુંબ પરિવાર મિત્રમંડળ સહિત દરીયા તરફ પધારી છૂપા ખજાનાની શોભામાં વૃદ્ધિ કરશે ! હવે તે દિવસે જેવા એ બધા દરીયા તરફ ફરવા નીકળ્યા કે આપણે પાછળથી મુંબઇના બારાનાં બારણાં બંધ કરી દેવાં, અથવા તેઓ જેમ જેમ

આગળ વધતા જાય તેમ તેમ આપણે, તમે ભેગા કરેલાં સિંદુરથી દરીઓ પુરતા જવો. પરિણામે જ્યાં દરીઓ જ નહિ હોય ત્યાં પછી તેઓ પાછા કેવી રીતે આવી શકશે ? એમ નહિ તો તમે એકઠું કરેલું બધું તેલ દરીઆમાં રેડવું, જેથી તેલ તેલ ઉપર તરશે ને પાણી પાણી નીચે બેસશે. હવે એ તેલમાં તે તેમની ઇસ્ટીમરો કેમ કરી તરી શકશે ? એક બાજુ આ યુક્તિથી યુરોપીઅનોને કાઢવા ને બીજી બાજુ હિંદીઓને આ દવા, જે તેઓ આજકાલ લમણે ચોપડી રહ્યા છે તે આખા મોઢાપર ચોપડવા કહેવું, જેથી ફરી એ મોઢું જોઇને જ બધા પરદેશી રાજાઓ દુરથી નમસ્કાર કરે ! હવે જો સ્વરાજ મેળવવા માટે તમે પેલા ગોખલામાંથી બહાર નહિ પડો, તો અમારે હવે તમને જે સિંદુર ને તેલના કર ચુકવવાનો કાયદો છે તે કાયદો–કર ન આપવાનો સવિનય ભંગ કરીને તોડવો પડશે; નહિ તો તમારા મંદિર પાસે સત્યાગ્રહ કરશું ! થોડું લખ્યું ઝાઝું કરી જાણજો. ચાલો આવજો; કાગળબાગળ લખજો ને બધા વાંદરાઓને બોલાવજો ને અમારાવતીથી રમાડજો. જયબજરંગ !

તા૦ ક૦ તમે જેમ લંકાદહન કર્યું તેમ અમારી છેલ્લી લડાઈમાં જર્મની દહન કર્યું હોત તો અત્યારે તમે ફીલ્ડમાર્શલ હનુમાનજી હોત ને તમારી હીપ હીપ હુરરે બોલાતી હોત ! જાઓ યાર, જાઓ, તમે તક જવા દીધી !

## દત્તાત્રય ભગવાનને

પત્ર ૯ મો

નમસ્કાર ભગવાન ! આપનું નામ તો હું ભૂલી જ ગયો હતો પણ કાકા કાલેલકરના નામપરથી આપનું નામ યાદ આવ્યું.

આપની સાથે મને ઝાઝી ઓળખાણ પિછાન નથી પરંતુ બજારમાં ચાર ચાર આને તમારી છબી વેચાય છે એ જોતાં મેં તમને જોયા છે એમ કહી શકાય. વળી મારે ને તમારે અડધી ઓળખાણ છે એમ પણ કહી શકાય. ' અડધી ઓળખાણ ' એટલે કે હું તમને ઓળખું છું પણ તમે મને નથી ઓળખતા !

હવે એ છબીમાં લખ્યા પ્રમાણે જ જો તમે હો તો મારે ઘણા સવાલ ઉઠાવવાના છે. તમને ત્રણ માથાં છે, ચાર હાથ છે ( ને ચાર હાથ તો બધા દેવોને હોય છે એટલે તેમાં તમે બહુ ખાટયા છો એમ ન કહેવાય ) અને પગ પાસે કુતરાં, બીલાડાં, ગાય વગેરે મુંગા ગરીબ પ્રાણીઓને ઉભા રાખ્યા છે ! હું નથી ધારતો કે ફોટો પડાવતી વખતે તમે આ પ્રમાણે ખરેખર બેઠા હો ! આ તો કેમેરાવાળા કે ચિત્રકારનો ખ્યાલી તરંગ છે અને તેને લગભગ તમારૂં Caricature એટલે હાસ્યચિત્ર કહીએ તો ચાલે ! એ રીતે તમે આ ચિત્ર જોઇને બે ઘડી રમુજ પામતા હો તો તો જાણે મને વાંધો નથી. પણ એ ચિત્રનો કેટલો ગેરઉપયોગ થાય છે, એ ચિત્રપરથી તમારે માટે અને તમને પૂજનારા અમે એટલે અમારે માટે અહિંદુઓ શું ધારે છે તેનો ખ્યાલ તે ચિત્રકારે કે તમે

પોતે પણ નથી કર્યો ! તમે જાણીને અજબ થશો કે જાપાનીસ દીવાસળીઓના કારખાનામાં બાકસોપર તમને અને બીજા દેવોને છૂટથી છાપવામાં આવે છે—જાણે છાપવાનું બીબું ! હવે એ છબી હિંદુઓને ઘેર ઘેર કચરાના ઢગલામાં રખડતી હોય છે અને અમારા દેવો આમ સસ્તા થઇ ગયા છે, તેમની મૂર્તિઓ આમ કચરાની ટોપલીને સ્વાધીન થઇ ગઇ હોય છે છતાં કોઇ ભક્ત હિંદુનું રૂંવું પણ ફરકતું નથી. પણ દેવોને અસર ન હોય ત્યાં પૂજારીને તો કયાંથી જ થાય ? આવી રીતે અટકાવવા માટે તમે જો અશક્ત જ હો તો પછી તમે શા માટે અમારી સરકારને એક મનાઇનો કાયદો ઘડવા માટે અરજી નથી કરતા ?

' બાદ લખવાનું કે ' ત્રણ માથા રાખવાથી ખાસ ફાયદો શું, તેની ફીલસુફી કંઇ સમજાવશો ? મને ખબર છે કે અસલના જમાનામાં ગામડીયા લોકોને સમજાવવા માટે પુરાણકારોએ દેવોને ભયંકર, વિચિત્ર શરીરવાળા વગેરે કલ્પ્યા છે ને ચિતર્યાં છે. પણ હવે એ ગામડીઆ બધા ધર્મમાં સારી રીતે સમજી શકે છે છતાં એ કલ્પનાઓ શા માટે ? તમારાથી સુઇ કેમ શકાતું હશે એ માટે અમારા શરીરશાસ્ત્રીઓને જબરી શંકાઓ થાય છે ! વળી વીસમીસદીમાં મગજમારીનાં કામ કરનાર કલાકોના ને લેખકોના રાફડા ફાટયા છે તેવા માણસોને માથાનો બહુ વપરાશ થતો હોવાથી એક બીજું ફાજલ માથું આપ્યું હોત તો તમને કંઇ ખોટ જાત ? બીચારાઓ એક માથું થાકે કે દુઃખે કે બગડી જાય તો તેને દુરસ્ત કરાવવા માથાનાં કારખાનાંમાં મોકલી કામચલાઉ બીજું માથું તો પહેરી શકત ? હાથ, પગ, કાન, આંખ, નસ્કોરાં વગેરે બધાં અંગો બેવડાં આપ્યાં ને માથું આપવામાં જ દેવોએ કંજુસાઇ કરી એનું કારણ બીજું કંઈ નહિ પણ દેવોને તમારા જેવા સહયોગી—દેવો તરફ પક્ષપાત બતાવવો હતો અને માણસોને અન્યાય કરવો હતો !

એ ભેદ પણ એક જાતનો જાતિ-ભેદ જ છે અને તે હિંદને સ્વરાજ્ય અપાવવામાં જબરો વિઘ્નકર્ત્તા છે! હજી પણ અમારા હક્કો ન કબૂલાવતાં દરેક મોટરને જેમ એક ફાજલ ટાયર હોય છે તેમ અમને એક વધારાનું ફાજલ માથું અપાવવાની ચળવળ તમે 'દેવસ્થાન' માં નહિ ચલાવો તો અમારે બેડો બળવો જગાડવો પડશે અને છેલ્લે તમારે અમારી સાથે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભરીને સંધી કર્યા વગર, એક નહિ તો અડધું માથું આપીને પણ સુલેહ કર્યા વગર છૂટકો નથી થવાનો !

અને પેલાં કુતરાં પાળવાનો તમને વળી શોખ ક્યાંથી લાગ્યો ? મને તો લાગે છે, યુરોપની ફેશનની અસર તમને પણ થઇ હશે ! અમારા અંગ્રેજી આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ ( જે શાસ્ત્ર તમારા દેવવૈદ્ય ધનવંતરી કરતાંય વધારે જાણે છે ) કુતરાં રોગ ફેલાવનાર પ્રાણીઓ હોવાથી તેમને તો સ્વધામ પહોંચાડવા જોઇએ ! અમદાવાદમાં પણ એક વખત ૬૦ કુતરાંની નાતને મીલમાં મારી નાખવામાં ખુદ ગાંધીજીએ પણ સંમતિ આપી હતી તો પછી તમને હવે શું વાંધો ? તે 'લોકો' ભૂખે મરતાં હોય કે દર્દે પીડાતાં હોય તેમાં મારો ને તમારો શું વાંક ? આપણે ક્યાં એ બધા કુતરાંઓને પાળવા જઇએ ? પાંજરાપોળોમાં પણ જગ્યાઓ નથી તો પછી મારવામાં વાંધો શું ? અલબત્ત ગાંધીજી, હું ને તમે નકામા મારવા જઇએ છીએ એ વાત ખરી, કારણ કે દયાધર્મીઓ તેમને, તેમને મ્હોને મરવા જ દે છે એટલે ખાસ ઝેર કે બંદુકની ગોળીની જરૂર નથી ! એટલે મારે મતે તેમને મારવાની આ રીત ( તેમની બેદરકારી રાખવાથી, તેમને ખાવા ન દેવાથી કે દર્દે પીડાવા દેવાથી ) બધા દયાધર્મીઓ વાપરે છે અને તેથી ઘણાને બે ફાયદા થયા છે—જેવા કે 'કુતરાનાં કુતરાં મરે ને વળી આપણે દયાધર્મી ગણાઇએ !' મારું માનો તો આ વચલો માર્ગ ગ્રહણ કરજો !

બાજુમાં ગાયો ઉભી રાખી છે એ પરથી તો મને તમારી દીર્ઘદ્રષ્ટિની કદર થાય છે ! એમાં તમે વીસમીસદીના જમાનાની કદર કરી છે અને પૂર્વ અને પશ્ચિમનું મિશ્રણ કરી બતાવ્યું છે ! કારણ કે પૂર્વમાં ગાયો પાળવાની ફેશન ને પશ્ચિમમાં કુતરાં પાળવાની ફેશન ! માત્ર એ કામમાં શંકા એટલી જ છે કે એ કુતરાંઓ પેલી ગાયોને નિરાંત જીવે તમારી હાજરીમાં ખાવા દે છે કે નહિ એ જાણવું બાકી રહે છે ! આશા છે, આ હકીકતની તપાસ કરીને જરૂર તારથી જણાવશો જેથી કરીને અમારી પૃથ્વીના કુતરાઓ તેમ જ (Dog in the manger policyવાળા ) તેમના જેવા માણસોને એ પરથી ધડો આપી શકાય !

કહે છે કે તમે ૨૪ ગુરૂ કરેલા તેમાં એક વેશ્યા પણ હતી ! આ સંખ્યા કંઈ બહુ મોટી ન કહેવાય. અમે તો બી. એ. થઈએ ત્યાં સુધીમાં કલાક કલાકના સેંકડો ગુરૂઓ કરીએ છીએ છતાં અમને તો કોઈ દત્તાત્રય ભગવાન નથી કહેતું ! અમારા અંગ્રેજી ભણેલાઓની કલ્પના પ્રમાણે તમે અંગ્રેજી પાંચ સુધીમાં એટલા માસ્તરોના હાથ નીચે ભણેલા હશો એટલે ૨૪ ગુરૂ ગણાવ્યા હશે ! પણ તેમાં વેશ્યા બાઇ શું શીખવતાં હતાં ? દરજી–ક્લાસ હશે, પણ તેમાં વેશ્યા કયાંથી કુશળ હોય ! મારા ધારવા પ્રમાણે વેશ્યાને મુખ્ય ગુરૂ કરનાર હિંદમાં ઘણા માણસો છે જેના આંકડા વેશ્યાનો લાભ લેનાર ગ્રાહકોની સંખ્યાપરથી 'દેશદર્શન' માં જણાય છે ! તેમને કદાચ ત્યાં કૃત્રિમ પ્રેમનું શાસ્ત્ર શીખવાનું મળતું હોય તો કોણ જાણે ! મેં તો એ દેશ જોયેલો નહિ હોવાથી મને ખબર નથી એટલે એ 'વિષય' નો હું અભ્યાસી કે કુશળ ( **Expert** કે **authority** ) નથી ! એટલે આ બાબત ઝાઝું ન પુછતાં એક જ શંકા થાય છે તે પુછું છું કે તમારી સંગત છતાં તે વેશ્યા જ રહી અને વેશ્યા જ ગણાઇ એ તે કેવી અજાયબી ? જરા તપાસ તો કરજો કે

શાસ્ત્રો છાપનારે છાપાના ભૂતની ભૂલ તો નથી કરીને ? આ સિવાય પૃથ્વી પર સૌ કુશળ છે અને તમારી કુશળતા ચાહીએ છીએ. વળતી ટપાલે જવાબ લખશો અને ગાયમાતા, કુતરાઓ વગેરેને બોલાવજો !

લી. સેવક સત્તાત્રય*

---

* સત્તાત્રય આ એક નવો શબ્દ છે અને તે મેં આજે જ ખાસ રચ્યો છે ! એનો અર્થ એ થાય છે કે ' જેની સત્તા ત્રણ વસ્તુપર ચાલે છે એવો હું ' ! એ ત્રણ વસ્તુ તે આધિ, વ્યાધિ ને ઉપાધિ !

લેખક

**શ્રી રામ–કૃષ્ણ પ્રભુને !** **પત્ર ૧૦ મો**

વડીલ તીર્થરૂપ પુજ્ય રામચંદ્ર ભગવાન અને શ્રી કૃષ્ણ ભગવાનની સેવામાં: એતાનશ્રી મુંબઇના રામરાજ્યમાં આવેલા ગીરગામ બેકરોડ-પર ઉભેલા ' દ્વારિકા મેન્શન 'માંથી રાતના ૧૨ વાગે લખીતંગ સેવક ખંધડીઆના ઝાઝા કરીને રામરામ—જેશ્રીકૃષ્ણ વગેરે વાંચશોજી. માફ કરજો, આપ બન્ને ભગવાનોને એક જ કાગળ લખવાની ધૃષ્ટતા કરૂં છું; કારણ કે અમારા દેશમાં, પુણ્ય ભરતભૂમિમાં ધર્મની ગ્લાનિ તો નહિ પરંતુ ધર્મનો ઉત્સાહ એટલો બધો વ્યાપ્યો છે કે આપના નામે ચાલતા જુદા જુદા સંપ્રદાયો વચ્ચે આપ બેમાંથી કોણ મોટો તે વિષે કાયમ ચર્ચા ચાલ્યા કરે છે અને હજી સુધી એ બે પક્ષો વચ્ચે ' હસ્તમેળાપ ' નથી થયો ! આ સંજોગોમાં બનવા જોગ છે કે આપના ભક્તો તરફથી મળેલા તારના સંદેશાપર વિશ્વાસ રાખી આપ બન્ને પણ સ્વર્ગમાં વાદવિવાદ કર્યા કરતા હો અથવા એકએકથી રીસાઇ બેઠા હો. એમ જ જો હોય તો આજકાલ ભરતભૂમિના માણસોને અને દેવોને એક થવાનો વખત આવી લાગ્યો છે ( કારણ કે બાદશાહી કમીશન લગભગ નીમાઇ ચુકયું છે અને તેમાં હિંદની માંગણીઓને ઠોકરે મારવામાં આવી છે એમ બધા કહેવા લાગ્યા છે અને હવે એક થઇ જવા માટે સભાઓ, ભાષણો અને લેખોના શિયાળામાં વરસાદ વરસવા માંડયા છે. ) સ્થિતિ બધી આવી હોવાથી મેં પણ વિચાર કર્યો કે તમને બન્ને દેવોને પણ મારે એક કરવા અને તેથી તમારી વચ્ચે પડેલો મતભેદ, જો

હોય તો, મારે આ એક કાગળ તમને એને સંબોધીને સાંધી દેવો. હવે મને આશા છે કે તમે પણ એક ઘડીની ઢીલ ન કરતાં જુના મતભેદોને દાટી દઇ હાથમાં હાથ મીલાવશો અને સ્વર્ગમાં સંપનું સામ્રાજ્ય ફેલાવશો !

હવે હું સૌથી પહેલાં, હે રામચંદ્ર ભગવાન, આપને બે વેણુ લખવા માટે કલમ કાને ચડાવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું અને પછી મારૂં નાટક આગળ ચલાવું છું.

## શ્રી રામચંદ્ર ભગવાનને

સ્વામીનારાયણ, રામાનુજ, રામાનંદી, માર્ગી સાધુઓ વગેરે અનેક પંથોના અનુયાયીઓ જુદે જુદે નામે આપને જ પુજે છે અને 'સીતારામ' શબ્દના જાપ જપે છે. આમ રામાયણને હજારો વર્ષ થઇ ગયાં છતાં અને તે પછી તમારા હરીફ દેવ શ્રીકૃષ્ણભગવાન થઇ ગયા છતાં આપની પુજા ચાલ્યા કરે છે એ માટે તમારે અમારા હિંદીઓનો આભાર માનવો જોઇએ; કારણ કે તેઓ હજી તમને ભુલ્યા નથી. અમારી સરકારનો પણ આભાર માનવો જોઇએ; કારણ કે તે કદી કોઇપણ ધર્મમાં માથું નથી મારતી; તે સર્વસત્તાધીશ છે, મારા ધારવા પ્રમાણે તમારા કરતાં પણ વધારે ! અને તે જો ધારત તો જેમ ગાંધીને ઉપાડીને આરામ લેવા યેરવડામાં મુકી દીધા તેમ તમને પણ મંદિરમાં બેઠા બેઠા રાજ્યદ્વારી બાબતોમાં ગ્લાનિ ફેલાવંવાના ગુન્હાસર ઉપાડીને અયોધ્યામાં મુકી દીધા હોત! પણ ના, સરકાર ભલી છે અને જો પુરાવા હોત તો હું સાબીત કરત કે તમારા રામરાજ્ય કરતાં પણ બ્રીટીશ રાજ્ય વધારે સારૂં રાજ્ય છે ! એટલે જ અમે સ્વરાજ્ય માટે બહુ દોડાદોડ નથી કરતા ! આપણી તો ઇચ્છા છે કે હિંદમાંથી ૩૩ કરોડ હિંદીઓ ભલે ખલાસ થઈ જાય પણ બ્રીટીશનું રાજ્ય તે પછી પણ અમર તપ્યા કરે

અને પ્રભુ, તે ઇચ્છા પુરી કરવી એ તમારા કરતાં બીટીશોના હાથમાં વધારે હોવાથી તમને પાર્થના નથી કરતો તો માફ કરશો !

તમોએ કરેલાં રામાયણમાંનાં પ્રરાક્રમો તો અલબત્ત અમે હિંદીઓ પ્રાતઃસ્મરણીય ગણી રોજ યાદ કરીએ છીએ. રસ્તામાં કોઈની સાથે તકરાર થઇજતાં અમને ધનુષ્યપર બાણ ચઢાવી તમારી માફક પરાક્રમ કરવાનું શૂર ચઢી આવે છે, પરંતુ પીળી પાઘડીવાળો સિપાઇ જોતાં જરા વિચાર થઈ જાય છે ! તમને પણ રાવણના સિપાઇઓ નડયા તો હશે જ, છતાં તમે લંકા જીતવાનું પરાક્રમ કેમ કરી શકયા એ એક અજાયબીની વાત છે ! કંઇ હાથચાલાકી રમ્યા હો તો જરા અમને પણ શીખવજો જેથી કરી અમે ઘેર ઘેર ' રામચંદ્ર ' બનાવવાનાં કારખાનાં ખોલી શકીએ ! પણ એ પરાક્રમોની અમને જ અસર થઇ છે; જ્યારે અમારા ગોરા બંધુઓને એથી કંઇ બહુ અસર નથી થઇ ! એક ખ્રીસ્તી ચોપડી જે પાઈ પઇએ વેચાય છે તેમાં લખ્યું છે કે ' રામ પોતાનું ભલું કરી ન શકયા એ બીજાનું શું ભલું કરવાના હતા ? અમે જીવતા બેઠા રહીએ ને તમારી આવી મશ્કરી થાય તે અમે તો ઠીક, પણ તમે કેમ સાંખી શકો છો ? શા માટે તમે તમારી નિર્દોષતા સાબીત કરવા પગલાં લેવા માટે કોઇ વકીલ બેરીસ્ટરની સલાહ નથી લેતા ? બાકી તમે લડી લડીને થાકી ગયા હો તો તો પછી જેવી તમારી ઇચ્છા.

તમારા આટલા બધા લાખો અનુયાયીઓ છતાં તમે છેલ્લાં ૨૦૦૦ વર્ષમાં ફકત તુળસીદાસજી, રામાનુજ અને સહજાનંદ સ્વામીને જ પ્રસન્ન થઇને દર્શન દીધાં તો શું બીજા બધાની ભક્તિ ખોટી એમ તમે કહેવા માંગો છો ? તો તે હળાહળ જુઠું છે. તેઓ જે એકચિત્તે ' સીતારામ ' ની માળા જપે છે, લાખ બેલાખ નામ લઇ નાંખે છે, રામનામની ચીઠીઓ લખી ઘઉંની ગોળીમાં

બાંધી માછલાંઓને નાંખે છે, તે બધું જોતાં તેમની ભક્તિનો પાર નથી ! ઘરમાં માળા ફેરવતાં ફેરવતાં કદાચ શાક લાવવા માટે દીકરાને હુકમ કર્યો, તેથી કયો મોટો વિક્ષેપ થઇ ગયો કહેવાય ? આટલી બધી ભક્તિ છતાં તમે કોઇને પ્રસન્ન ન થયા, એમાં તેમનો વાંક નથી પરંતુ તમારી કંજુસાઇ છે ! તેમ નહિ તો તમે હનુમાનજી અને સીતાજીના વિયોગે એટલા બધા ઉદાસ રહો છો કે તમને પ્રસન્ન થવાનું સુઝતું જ નથી ! આ વાત જો સાચી હોય તો અમારાં 'નિર્દોષ અને નીતિમાન જ્ઞાન સાથે ગમ્મત આપનારાં રમુજી છાપાઓ' જેના ફેલાવા ૭૫૦૧ નકલથી પણ વધારે છે, તેમાં '૭૫૦૨ નંબરના ગ્રાહક તરીકે' હાલને હાલ લવાજમ મોકલી નામ નોંધાવી દ્યો (પાછળ રહેશો તો પસ્તાશો, કારણ કે થોડી જ નકલ સીલ્લક છે !) અને તેમાંના રમુજી લેખો વાંચવા માંડો તો મને ખાત્રી છે કે તમારૂં તો શું, પરંતુ ખુદ કરૂણ રસનું પોતાનું મોઢું હસતું થઇ જશે ! અખતરો અજમાવી જોજો ! બાકી આમ ઉદાસ રહેવાથી તમારા પોતાના જ શરીરને નુકશાન છે એ વૈદ્યોની વાત ન ભૂલતા.

એથીયે આગળ વધીને ખરેખર આનંદ લુંટવો હોય તો એક વાર મુંબઇ આવો ! તમે જુઓ તો ખરા આ શહેરની મઝા ! લક્ષ્મણ–ભરત જેવા ભાઇઓ કોર્ટોમાં કેવું યુદ્ધ કરે છે, નાટક સીનેમામાં ' રાવણ મરણ ' પછી ' સીતાનું હરણ ' નામનાં નાટકો ને ફીલમો કેવાં આબાદ ભજવાય છે, તમારા પુષ્પકવિમાનને બદલે અમારાં એરોપ્લેનો કેવી ઉડાઉડ કરે છે, તે જોઇને તમને શેર બશેર લોહી ચડશે ! હવે તો ટ્રેનો ચાલે છે એટલે તમારે મુંબઈ આવતાં રસ્તામાં વસઇની ખાડીપર હનુમાનજીની મદદથી પૂલ નહિ બાંધવો પડે; કારણ કે અમે તૈયાર બાંધી રાખેલો છે ! માત્ર એક પોસ્ટકાર્ડમાં તમારા આવવાની તારીખ, ટ્રેનનો ટાઇમ વગેરે લખજો, એટલે અમે પાંચ નંબરની ટ્રામ લઇને સ્ટેશને સામા આવશું !

મુંબઈમાં બે ઘડી ફરવા નહિ તો છેવટ અમારૂં રામરાજ્ય જોવા જરૂર આવજો. જેથી તમને ઘણું શીખવાનું મળશે ! સાથે અમારાં સીતામાતાને જરૂર તેડતા આવજો. ( સીતારામ શબ્દમાં માતાજીનું નામ પહેલું હોવાથી તમારા જમાનામાં પણ સ્ત્રી સન્માનની ચળવળ હતી, એમ અમારા કેટલાક તર્કશાસ્ત્રીઓ ધારે છે તો તેમાં ખરી હકીકત શું છે તે લખજો. ) ચીરંજીવી લવ તથા કુશને અમારા વતી રમાડજો ને આશીષ કહેજો ને જરા કૃષ્ણ ભગવાનને અહીં મોકલતા જજો !

### શ્રી કૃષ્ણ ભગવાનને—

જે શ્રીકૃષ્ણ, ભગવાન ! જેશ્રીકૃષ્ણ, કેમ છો તો મઝામાંને ? હમણાં તબીયત કેમ રહે છે ? ગોપીઓ સાથે રાસ રમી રમીને થાકી ગયા તો નથીને ? તમે તો મોરલીધર ! આખો દિવસ સંગીત ને રાસનૃત્યમાં રચ્યાપચ્યા રહો ત્યાં અમારા જેવા લેખકોની ખબર ક્યાંથી રાખો ? પણ યાદ રાખજો, તમે સુદામાના ચોખા સ્વીકારેલા, તો પછી આ અમારી બે ચાર લીટી નહિ સ્વીકારો ? બધા દેવોમાં રંગીલા, રસીલા, સંગીતપ્રિય, મશ્કરી કરનાર, આનન્દી દેવમાત્ર તમે જ છો ! અમારા ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસની કોઈએ પહેલ કરી હોય તો તે તમે જ, કારણ કે તમે માખણ ચોરતા, મહીયારીઓને પજવતા અને એમ વિચિત્ર રીતે આખા ગોકળીયા ગામની મશ્કરી નાની ઉમ્મરથી કરતા. અમારા વખતમાં તો હવે બાળકો બીડીના ઠુંઠાની ને પઇ પઇસાની ચોરી કરતાં શીખ્યા છે ને મોટાઓ માટે ચોરીના કાયદાઓ ઘડાયા છે એટલે એ મઝા હવે નથી રહી !

વારૂ, ભગવાનજીભાઇ, હવે એક વાત પુછું. નરનારાયણ, લક્ષ્મીનારાયણ, શ્રીનાથજીબાવા, ક્રીસ્ટો ભગવાન વગેરે અનેક નામે અમારા લાખ્ખો હિંદીઓ તમારી પૂજા કરે છે. વૈષ્ણવો શૃંગારભરી

ભક્તિથી તમારાં ગુણગાન ગાય છે, છતાં તમે કેમ કોઇને ત્યાં રાસ-પાર્ટીમાં દેખાતા નથી ? અમારા નાટકોમાં તો તમારો વેશ લેનાર અનેક તરગાળાઓ હોટલોમાં ચાહપર હાથ મારતા હોય છે, ત્યારે અમને લાગી આવે છે કે કયાં દુધ–દહીં–માખણશોખીન શ્રીકૃષ્ણ અને કયાં આ ચાહ–ધાસ્લેટશોખીન પાઠ કરનાર ! મને યાદ છે કે એક ઇસ્લામી દુશ્મને પેલા શ્રીકૃષ્ણને એક દિવસ તમાચો ખેંચી કાઢેલો ! તે શ્રીકૃષ્ણને તો ઠીક, પણ તેના ભક્તોએ આ તમાચા–લીલા આંખો ઉઘાડી રાખીને જોયા કરેલી ! એ પણ એક લીલા હોય તો કોણ જાણે ! તમારી છબીઓમાં ‘ વસ્ત્રહરણ, રાસ-લીલા ’ વગેરે તમે કદી જોઈ છે ? એ પ્રમાણે તમારી છબીનો ચાર ચાર આને પ્રચાર કરવાનો તમે કોઇને પરવાનો આપ્યો છે ? તમારે નામે આ બધી ચાલતી ધમાલ જોઇને તમને કંઇપણ અસર થતી નથી ? તમે ત્યાં કરો છો શું, તેની કંઇ ખબર પડે છે ? મારે મતે તો તમે ને અર્જુન મહાભારત યુદ્ધ વગેરે કાર્યોમાંથી પરવાર્યા પછી રસ્તામાં જતા હતા, ત્યારે ‘ કાબાએ ’ તમને લુંટેલા અને પારધિએ તમને હરણ માનીને બાણ મારી સ્વર્ગમાં પહોંચા-ડેલા; એ બનાવો જોતાં તમારૂં હવે આ પૃથ્વીપર ચાલતું નથી, એટલે તમે મૌન સેવીને બેસી રહ્યા છો ! તો હે પ્રભુ, તમે પોતે જ તમને પોતાને ફરીવાર ગીતાનો ઉપદેશ કરી તમારી સુસ્તી ઉડાડો ને જરા આ પૃથ્વીપર જ્યાં ઠેર ઠેર નાચ મુજરા ને રંગરાગ ચાલી રહ્યા છે ત્યાં જરા નજર કરો ! તમને ચોક્કસ જણાશે કે દુનીઆની ઘડીયાલ એવી બગડી ગઇ છે, કે તમે હાથમાં એક હજાર ગીતાજી લઇને આવો તોય હવે એ ચક્કર પાછું ઠેકાણે આવે તેમ નથી ! અલબત્ત એ બધું બગડી ગયું છે તે પશ્ચિમ પૃથ્વીમાં; જ્યારે અમારા હિંદમાં તો તમારે હવે દશમો અવતાર લેવાની જરૂર નથી ; કારણ કે કોઇ ઠેકાણે તમને ધર્મગ્લાનિ નહિ જડે, પરંતુ ધર્મનો એટલો બધો

ઉત્સાહ જડશે કે તમને પોતાને જ લાગશે, કે આ દેશ એટલો બધો ધાર્મિક થઈ ગયો છે, કે એને હવે કોઇ પ્રભુની જરૂર જ નથી ! કદાચ એકાદ બે અઠવાડિયામાં આ બધાની ભક્તિથી ઇંદ્રાસન ડોલવા માંડે ને દેવોને હવે સૃષ્ટિ ખાલી કરવી પડે તો ના નહિ ! માટે હિંદમાં નજર ન દોડાવતાં હવે યુરોપીઅનનો અવતાર લેવા વિષે કંઇક વિચાર કરજો.

ચાલો જેશ્રીકૃષ્ણ, તકલીફ માફ કરજો અને વડીલ બળદેવ-ભાઇને, પાંડવોને, કંસ મામાને, તમારી સોળ હજાર દેવીઓને મારા તેમજ મારા કીકાની બાના પાયેલાગણ કહેજો ! એટલું કહી હું બેસી જવાની રજા માગું છું !

## ાહાક નાનેરા દેવોને  પત્ર ૧૧ મો

સૂર્યનારાયણ, અગ્નિનારાયણ, વરૂણદેવ, પવનદેવ, પૃથ્વીમાતા, નાગમામા, ચાંદામામા, વીજળીમાશી વગેરે હે કૃપાળુ દેવો ! આ બાલકના દંડવત્ પ્રણામ સ્વીકારશો અને આપને સર્વને છૂટક છૂટક કાગળો લખવાને બદલે આમ એક પત્રમાં સમાવી દઇ ઓછું વજન આપું છું તે માટે ક્ષમા આપશો.

આ કંઇ નવી નવાઈ નથી, કારણ કે અમારા અનેક મહાપુરૂષોને ત્યાં જ્યારે જ્યારે કંઇ જનમ, લગન કે મરમ થાય છે ત્યારે તેમને ત્યાં કરોડો કાગળોનો ઢગલો થતો હોવાથી, તેઓ તેનો એક જવાબ છાપામાં છપાવી જણાવે છે કે ' દરેકને છૂટક જવાબ આપવાનું શકય નહિ હોવાથી સર્વ પત્રલેખકોનો આભાર માનવામાં આવે છે ! ' રૂટરના તારદ્વારા તમને પણ ખબર તો પડી હશે જ, કે પેલો અમેરીકન હવાઇ મુસાફર લીન્ડબર્ગ પાસીફીક સાગર ઓળંગી ફ્રાંસ પહોંચ્યો, તેમાં તેને ૪।। લાખ કાગળો મુબારકબાદીના મળ્યા ! હવે આ તો ઓછા છે, છતાં તે જાહેર છાપામાં પણ ઉપર પ્રમાણે ' એક જવાબ, એક મારી–એ બોલ–ત્રણ મીનીટ પ્લીઝ ' વગેરે ન છપાવી શકયો તો અમારા હિંદી મહાપુરૂષો, જેઓ આખી પૃથ્વીમાં તો શું, પણ મંગળ અને શનિના ગ્રહની દુનીઆમાં પણ જાણીતા છે અને જેમને કરોડો કાગળો મળે છે, તેમનું બીચારાનું શું ગજું ? વળી એ જાહેરખબરનો ખર્ચ ૪।। રૂપીઆ એ પણ કંઇ

જેવો તેવો ગંભીર સવાલ પણ નથી ! આવા સંજોગોમાં હું પણ એ બધા મહાપુરૂષોમાં પુરૂષોત્તમ હોવાથી, તમને બધાંને ' પરચુરણ ' કાગળ લખવાને અશક્ત હોવાથી ' આ એક જથ્થાબંધ ' કાગળ લખી નાંખું છું, તો આશા છે કે મારી મોટાઈ તરફ જોઇ માફી આપશો ! આમ કરવાનું બીજું કારણ પણ એ છે, કે જેમ પેલા-ઓને કરોડો કાગળો આવે છે, તેમ મારે ૩૩ કરોડ દેવોને ખુલ્લા પત્રો લખવાના ! હવે મારાથી એવડી મોટી રકમને કેમ પહોંચાય ? દર મહિને એક પત્ર દરેકનું નામ લઇને લખું તોય ૩૩ કરોડ પત્રો લખતાં મને બે કરોડ ને ૭૫ લાખ વરસ લાગે ! દરેક પત્રનાં પાનાં સરેરાશ ૮ હોય તો બે અબજ ને ૬૨ કરોડ પાનાં છાપવાં પડે ; જે છાપતાં કંપોઝીટર, પ્રીન્ટર ને પ્રકાશકની ૫૦ વર્ષની સરેરાશ ઉમર ગણીએ તો પાંચ કરોડ ને ૨૪ લાખ જન્મ લેવા પડે ! હવે મને તમે દેવોએ હાથે કરીને ૩૦–૪૦ વર્ષની આવરદા આપી હોય ત્યાં મારે પોણા ત્રણ કરોડ વર્ષ કાઢવાં ક્યાંથી ? એટલે મારે ન છૂટકે હવે બધા દેવોમાંથી મુખ્ય મુખ્યને લખી પછી ' વગેરે વગેરે, ઇત્યાદિ ઇત્યાદિ ' એમ લખવું પડે તો તેમાં તમારે ખોટું લગાડવું ન જોઇએ ! ત્રીજું અને છેલ્લું કારણ એ છે, કે ૩૩ કરોડ દેવોનાં નામ મને તો શું, પરંતુ તે આંકડો નક્કી કરનાર, શાસ્ત્રોનેય ખબર હશે કે કેમ તે એક સવાલ છે ! તો પછી છૂટક પત્રો લખવામાં નામો ક્યાંથી કાઢવાં ? ગુજરાતી ભાષાના દરેક શબ્દને દેવ ગણીને આગળ વધું તોય માંડ ૫૦૦૦૦ શબ્દો મળે ! એ બતાવે છે કે દેવોના ગુણ ગાવા માટે તો ઠીક, પણ દેવોને ગણવા માટે પણ ખુદ ભાષા પોતે અશક્ત છે, ત્યાં એ ભાષામાં શું કહેવાય, શું લખાય, ને કોને કહેવાય ને કોને લખાય ?

આ બધી મુશ્કેલીઓમાં હવે મેં નક્કી કર્યું છે, કે હવે ' વગેરે ' શબ્દને શરણે જવું. પરિણામે ૧૦ મુખ્ય દેવોને પત્રો

લખ્યા પછી ' નાનેરા મુખ્ય દેવો ' તરીકે તમને બધાંને લખવો અને પછી સ્ત્રીજાતિના સર્વ દેવ દેવીઓને લખી, છેવટ બાકી રહેલા દેવોને છેલ્લો પત્ર લખી નાખવો ! મને આશા છે કે મારી આ યોજના તમને પણ પસંદ પડશે ! ઠીક, ત્યારે હવે આ વખતે આપ સર્વનો વારો હોવાથી હું અનુક્રમે આપને નીચે પ્રમાણે જણાવવા રજા લઉં છું ( રજા અપાય કે ન અપાય તોય જબરજસ્તીથી રજા લઇને આગળ બોલવા માંડવાનો વિવેક અમારા વિદ્વાન માણસોએ ખીલવ્યો છે, એટલે તમે મને રજા આપી છે કે નહિ તે સાથે મને સંબંધ નથી ! )

**સૂર્યનારાયણ ભગવાનને ! (૧૧ અ)**

' ગુડ મોર્નિંગ ' સુરજરામભાઇ ! આજ કેમ જરા મોડા ઉગ્યા ? રાતે નાટકબાટક જોવા ગયા હો, તેથી ઉજાગરો તો નથી થયોને ? વારૂં હું એમ પુછું છું કે અમારા અહીંના રાજા મહારાજાઓ બહુ બહુ તો ચાર ઘોડાની ફેટીનમાં ફરે ને તમે તો સાત ઘોડાનો રથ રાખો છો ; તેથી તેમના માનનું બહુ ખંડન થાય છે, કારણ કે તેઓ પણ તેમની પ્રજારૂપી તારલીયાના સમૂહમાં સૂર્યસમાન છે ને તમારાથી એક વેંત પણ ઓછા ઉતરે તેમ નથી. વળી કેટલાક મોટર રાખે છે, જ્યારે તમે હજી આકાશમાં એની એ જુની ફેશનની ઘોડાગાડી ચલાવી રસ્તાઓને નુકસાન કરો છો, તો તે સાત ઘોડાની બગીને બદલે સાત સીલીન્ડરની એક ફોર્ડ મોટર રાખતા હો તો સાંજ સુધીમાં વધારે જલ્દી આકાશરૂપી રસ્તો કપાયને ? ને પેલી ઉષાની પાછળ તમે ગાંડા થયા છો, જ્યારે સંધ્યા તમારી પાછળ ગાંડી થઇ છે; આ પ્રેમની સંતાકુકડીની રમત ખરે બપોરે તમને ન શોભે ! પેલી પદ્મા તો બીચારી રોજ રાતે રડે ને સવારે તમારૂં મોઢું જોઇ જરા રાજી થાય ત્યાં તો તમે આ ચાલ્યા આથમવા !

પૃથ્વીપર માણુસો જરાક પાપ કરે ત્યાં તમે તરત લાલચોળ થઇ આથમી જાઓ ! એટલી બધી ગરમી તે કયાંથી વસાવી લાવ્યા ? જરા ઠંડું મગજ રાખો અને ચોમાસામાં છુપાઇ જવાને બદલે જરા આકાશમાં ચાર પાંચ દિવસ ઠરીને બેસો તો બીચારા બધા રાજી થાય ! ગરમ સ્વભાવ મટાડવો હોય તો મને લખજો; અમારા બરફના કારખાનામાંથી થોડો બરફ મોકલી આપું ! આઇસક્રીમ પણ તૈયાર મળે છે ! જે જોઇતું કરતું હોય તે તરત મંગાવી લેજો. હવે તો અમે વિમાનો બનાવ્યાં છે, એટલે તમને ' ઘેર બેઠાં માલ પહોંચતો' કરવામાં વાંધો આવે એવું નથી ! ચાલો ' ગુડનાઇટ, જરા ઠંડામીઠા થજો ભગવાન !

**અગ્નિનારાયણને** ( ૧૨ મ

ઓહો અગ્નિનારાયણ ભગવાન ! તમારા તો અમે જેટલા પ માનીએ તેટલા ઓછા છે; કારણ કે તમે ન હોત તો, તમારી કૃ ન હોત તો, અમારાં દાળભાત શાક કોણ પકાવી દેત ? ચ અમારી રેલ્વે ટ્રેનોને તમારા વગર વરાળ ન મળત તો ગાડી કયાં ચાલત ? અને ગાડી ન ચાલત તો આ લેખ અને આ ચોપ અમદાવાદના છાપખાનામાં છપાઇને મુંબઇ કેવી રીતે આવત ? અમ હિંદુશાસ્ત્રોના કથન પ્રમાણે તમારી આકાશ તરફ જતી લાલ જીભે જ અમે યજ્ઞોમાં હોમેલા આહુતિઓ દેવો અને પિતૃઓને પહોંચે એટલે તમે જ અમારી જુના જમાનાની સ્વર્ગમાં પાર્સલ પહોંચ નારી પોસ્ટઓફીસ છો ! ટપાલની ટીકીટ વગર તમે જે આ સ સ્વર્ગમાં પહોંચાડવાનું કામ કરો છો ; તેથી જ અમે ખાતી વ અગ્નિભોગને નામે છાંટોક ઘી સઘડીમાં હોમીએ છીએ ! ત આટલા ઉપકાર તો જાણે ભરતભૂમિપર થયા, પરંતુ આરોગ્યશા [illegible] ઓરડામાં ક્યારે વધી જાય છે, હવા બગડી જાય છે, લ

ઓને લીધે મુડદાંની દુર્ગંધ મારે છે, ત્યારે આગ લગાડીને તમે બધું સ્વાહા કરી જાઓ છો અને સાફસુફ કરી નાખો છો. એ રીતે એકવાર લંડનને સફાચટ કરેલું, તેથી યુરોપીઅનોપર પણ તમારા ઉપકારો ઓછા નથી. તેઓ પણ હે અગ્નિદેવ ! તમારી ઉપયોગિતા સ્વીકારે છે, છતાં દુનીઆ તો જુઓ, કેટલી બેકદર છે, કે તમારી વિરૂદ્ધ, તમારા કોપને થમાવવા, તમને ખરેખરી ભૂખ ઉઘડી હોય ને તમે બરફી પેંડા જેવા આલીશાન મકાનપર ખૂબ હાથ ચલાવતા હો તે વખતે તમને ખાતાંખાતાં અટકાવવા બંબાખાનાં રાખ્યાં છે ને આગની વીમા કંપનીઓ સ્થાપી છે ! હું તો જો કે સારી રીતે જાણું છું, કે તમે ધારો તો આગની વીમા કંપનીઓને ખોટમાં ઉતારી દઇ શકો અને બંબાખાનાંને પોતાને જ તમારા ઝપાટામાં લઇ શકો ! આમ છતાં તમને એ બે અપમાનો તેમજ થીએટરોમાં 'Fire Extinguisher' આગ બુઝાવનાર મશીન, તેમજ પાણીની ડોલો તથા 'અહીં બીડી પીવાની મનાઈ છે' (જે આગની બ્હીકે કરવામાં આવી છે) તેવાં પાટીયાં એ બધાં તમારા કાયદેસર ધંધાને અટકાવનારાં સાધનોથી તમને કંઇ લાગી આવતું નથી ? જો લાગી આવે છે તો તમે તે માટે કેમ કંઇ ઇલાજ લીધા નથી ? ખરૂં પુછો તો તમારા વગર શ્રી રામચંદ્રજી લંકાદહન કદી ન કરી શકત ! આટલા બધા તમે મહાન દેવ છો, છતાં તમારી છચોક થતી મશ્કરી તમે સાંખી લ્યો છો, એ જોઇને હું તો અનુમાન કરૂં છું, કે તમારી આગમાં હવે પહેલાં જેટલી ગરમી નથી રહી. તમારી તબીયત બગડી હોય તો જરા દવા લ્યો. ખાસ કરી તજ, લવીંગ, મરી, એવો ગરમ મસાલો ખાવાથી તમારી ભુખ ખુબ ઉઘડશે, જેથી ખોરાક વધશે અને તમારે ખાવા માટે તો દુનિઆમાં ખોરાકનો ક્યાં તોટો છે ? નવાં મકાનો, કળાભરી ઇમારતો એવી મીઠાઇઓને બદલે અમારા ઉકરડા, ઉંદરનાં દર જેવાં શહેરનાં મકાનો, અમારે

જુલ્મી સમાજ,વગેરે બગડી ગયેલાં,ખખડી ગએલાં ખાતાંઓ સૌથી પહેલાં ખાઇ નાંખો તો કેટલું સારૂં ? તમે જો એવું કામ ઉપાડો તો અમે જરૂર બંદોબસ્ત કરશું, કે ત્યાં બંબાખાનાંઓ તમારી શાન્તિમાં ખલલ પહોંચાડવા નહિ આવે ! તમે તમારી મેળે નહિ આવો તો અમારે તમને શોધી કાઢવા માટે દારૂખાનું, કોલસા, જાપાનીસ દીવાસળી વગેરેને આશરે જવું પડશે. પેલા જ્વાળામુખી પર્વતોની ગુફામાંથી, યોગ બોગ અભરાઇપર મુકી હવે જરા બહાર નીકળો અને દુનીઆને જડવાદની શરદી દુર કરવા માટે જરા તમારો શેક કરવા દો ! વાત ધ્યાનમાં ઉતરે તો મારી સીગારેટના ધુમાડા મારફત મને કાનમાં કહી દેજોજી !

**વરૂણદેવને** (૧૧ क)

દુનીઆના ત્રીજા ભાગનું રાજ્ય આપ મહેરબાનને સોંપ્યું છે, જેને ને અગ્નિનારાયણને અનેક પેઢીઓથી વેર ચાલ્યું આવે છે ! તેમાં પણ આ સાગર મહારાજ તો પૈસાને જન્મ આપનાર (લક્ષ્મી-દેવીની માતૃભૂમિ કે માતૃસાગર ? )ને વળી વિષ્ણુ ભગવાનની રાજ-ધાની એટલે પછી તેના ગર્વનું શું પૂછવું ? એના ઘુઘવાટા જોઇએ અને વીટા, જયંતી, તુકારામ સ્ટીમર વગેરે પર એણે ચલાવેલી ક્રૂરતા નીહાળીએ ત્યારે એવી દાઝ ચઢે છે, કે હું જો અર્જુન હોત તો એ સાગર ઉપર અગ્નાસ્ત્ર બાણ છોડી એ બધા પાણીને મેં બાળી નાંખ્યું હોત ! અથવા બરફાસ્ત્ર છોડી બરફ જેવું જમાવી દીધું હોત ! પણ મારી પાસે તો ધનુષ્યને બદલે કીત્તો ને બાણને બદલે વચન-બાણ હોવાથી હું તેમને પુછું છું, કે માણસો પર આમ જુલમ કરવાની શક્તિ તરફથી તેમને શી સત્તા મળી છે, તેનો કંઈ તેઓ ખુલાસો કરશે ? સારી વાત છે, કે તેઓશ્રી મર્યાદા નથી મુકતા ! પરંતુ તે કંઇ મહેરબાની નથી કરતા ! ઇશ્વરે જળપ્રલય માટે અમુક

તારીખ નાંખેલી છે. એટલે ન છૂટકે તેમને પોતાની હદમાં બંધાઇ રહેવું પડે છે! અલબત્ત તે કયામતના દિવસે આ દેવ બધે પાણી પાણી કરવાના છે; પણ મને ખાત્રી છે કે અમારા વિજ્ઞાનીઓ દેવોની એ યોજનાને ઉંધી વાળવા, એ બધું પાણી શોષી લેવા માટે લાખ બેલાખ સૂર્યો બનાવવાની, અથવા એ પાણી વાપરી નાંખવા માટે દિવસમાં દશ વાર સ્નાન કરવાની, એવી એવી યોજનાઓ વખતસર ઘડી રાખશે! જોઇએ છીએ કે આ દેવ જીતે છે કે અમારાં મશીનો! આપણે એ પાણીના પ્રભુ સાથે અસહકાર કરવા ઇચ્છા છે!

## પવનદેવને (૧૧ ક)

આ ફરતારામ, ડીસ્ટ્રીક્ટ ઓફીસર છે. ટકીને ક્યાંય ઓફીસપર, પેઢીપર કે દુકાનપર બેસતા જ નથી, ત્યાં તેમને ક્યાં શોધવા જવા? માણસોને—ખાસ કરી મજુરોને, કલાર્કોને, કબુતરનાં ઘર જેવા ઘરમાં રહેતા ગરીબોને, કલકત્તાની કાળી કોટડીમાંના ૧૪૬ અંગ્રેજોને અને માલગાડીના ડબ્બામાં પુરાયલા સેંકડો માપલાઓને તેમનું અનેકવાર કામ પડેલું, પણ એ ભાઇ સાહેબ તો જ્યારે જુઓ ત્યારે, જ્યાં જોઇએ ત્યાં ગેરહાજર! અને દરીઆમાં વહાણ સ્ટીમરો જોખમમાં હોય, એટલે ત્યાં તેમની જરૂર નથી, છતાં ત્યાં ચોવીસ કલાક હાથમાં ધમણ લઇને દોડતા ને કુદતા જ હોય! આવા અમલદારોને બલુનોમાં પુરી દેવા જોઇએ! એમના ભેજાંમાં બહુ પવન છે અને મને આશા છે, કે વૈજ્ઞાનિક ભેજાંઓ પવનના ઘોડાઓપર ચોકઠાં નાંખી તેને લગામથી બાંધી લેશે.

નાનેરા દેવોમાં હવે મોસાળીયા દેવો—જેવા કે પૃથ્વીમાતા નાગ મામા, ચાંદા મામા અને વીજળી માશી બાકી રહે છે; માટે હવે પછી મોસાળ તરફ સીધાવીએ.

## પૃથ્વીમાતાને (૧૧ ૬)

એક કવિએ કહ્યું છેઃ—

ખોદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;
વેણુ કુવેણુ તો સંત ખમે, જેમ સાગર નીર ભરાય.

હે ધરતી માતા ! તને તો ફરી ફરીને પ્રણામ કરૂં તોય ઓછું છે. તું અનાજની દેનારી છે. એકનું સહસ્ત્રગણું પણ તું જ દઇ શકે છે અને તારા શરીરપર માણુસ સો સો વાનાં કરે તો ય તું ખમી ખાય છે. આવી સગી જનેતા જેવી ધરતીમાતા એકવાર તું હતી, પણ હવે ? હવે તેં ભલેને યુરોપ અમેરિકામાં એકના હજારગણા કરી દીધા હોય, પણ ભારતમાં તો તેં કસ ચોર્યાં છે, નહિ તો અનાજના પાક ઘટે શાના ને ખેડુતો રડે શાના ? તું કહેશે કે ' તમે લોકો તો કપાસ ને તમાકુ વાવ્યા કરો તે સ્વર્ગમાં તે વસ્તુઓ મળે નહિ ત્યાં મારે હજારગણા ક્યાંથી દેવા?' પણ માતા, અમારા એવા વાવેતરથી તને ખીજ ચડતી હોય તો જેમ બાળક રમકડું માંગે ને તેને ટીકો આપીને શાન્ત કરાય છે તેમ તું પણ કપાસ વાવીએ ત્યારે શીંગો વટાણા ઉગાડીને ખવડાવતી હોય તો એ રૂવાળા અને તમાકુવાળાનું શું ચાલવાનું હતું ? પણ તેં તો દીકરાઓમાં પણ રંગભેદ પાળવા માંડયો છે અને તારા ગોરા છોકરાઓને તું વધારે ધવડાવે છે; જ્યારે કાળા કુબડા હિંદીને તેં ભુખે મારવા માંડયા છે ! આ એક ટુકડા જમીન માટે, એટલે કે તારા જ એક અંગ માટે અમે કોર્ટોના કજીયા વ્હોરીએ, કાપાકાપી કરીએ અને તું જ આમ પાછળથી દગો દે ?

અમે જાણીએ છીએ કે સ્મશાનમાં ૬ ફુટ ધરતી સિવાય અમને તારી પાસેથી વધારે માગવાનો હક્ક નથી, પરંતુ અમારી

જે હજારો વીઘાં જમીન છે, તેની માલીકીનો અમારી પાસે સ્ટાંપ ચોંટાડેલો દસ્તાવેજી પુરાવો છે, જેના માલીકી હક્ક વિષે તારાથી કદી ના પડાય તેમ નથી. ભલેને એ હજારો વીઘાં અમારી સાથે નર્કમાં ન આવે, છતાં તારે તો એ હજારો વીઘાં અમે ખેડીએ ને ભાત વાવીએ ત્યારે એક નફાકારક માતા તરીકે મોતીના દાણા ઉગાડવા જોઇએ ! પણ આજકાલ તો તું ય ફરી બેઠી છે ને જ્યાં હોય ત્યાં સુક્કાં ખેતરો અને તપતી ને રસ ચૂસતી ધરતી સિવાય કશુંય નજરે નથી ચઢતું. ને ધરતીકંપ તો તેના ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવા કે શું ? અરે મા, તારે માટે, તારા જ અંગપર અમારા રજપુત, મુસલમાન અને અંગ્રેજ બંધુઓએ પોતાનાં લોહી, જાણે નળ ખુલ્લો મુકી દીધો હોય ને ધુધવો થતો હોય તેમ રેડયાં છે, પણ તું કોઇની ન થઇ ! વાડ જ જ્યારે ચીભડાં ગળે ત્યારે ચીભડાં કયાં જશે ? આવી માવડીને નાખવી પણ કયાં ? પણ યુરોપી બંધુઓ કંઇ માતા બાતાની એટલી બધી પરવા કરતા નથી અને રૂપીઆથી દરીઓ પુરીને નવી ધરતી પેદા કરી શકે છે ! માતા, હજી પણ ચેત ને તારાં બચ્ચાંઓને તારૂં દુધ તો શું, પણ તારૂં લોહી પણ ચુસવા દે; નહિ તો ઘડપણમાં બુરા હાલ થવાના છે તે ચોક્કસ જાણજે ! તારી ઇચ્છા હોય તો અમારા બધા મામાઓનો મત લઇ જોજે, અને નિરાંત જીવે જણાવજે; કંઇ ઉતાવળ નથી. બાકી વિગત કુશળ છે અહીં બધાંની તબીયત સારી છે. તારા કોઇ પણ દીકરાની નકામી ચિંતા કરીને જીવ બાળીશ મા ! ને જરા નાગમામાને કહેજે કે અ ભાણીઓ બોલાવે છે !

## શેષનાગ મામાને

( ૧૧ ફ

**ના**ગ મામાઓ તો ઘણા છે, પરંતુ તેમાં સૌથી મોટ શેષનાગ મામા તમે હોવાથી બધા મામાઓના પ્રતિનિધિ તર

તમને જ એકાદ બે લીટી લખી નાખું છું. તમને પૃથ્વીને માથાપર ટકાવી રાખવાનું કામ મળ્યું છે. સાગરમાં પલાંઠી વાળીને બેઠા છો ને વિષ્ણુ ભગવાનને ખોળામાં સુવડાવ્યા છે, એ જોઇને ખરેખર કોઇને પણ અદેખાઇ આવે ! તમારા જેવા સુંવાળા શરીરની પથારી-પર જો તમારા મોઢામાં ઝેરવાળા દાંત ન હોત તો આખી દુનીઆ આરામ લેવા આવત ! હેં મામા, એ દાંતમાં ઝેર તો તમે રાખો છો, પણ તમને સરકારી કાયદાની ખબર છે, કે એમ ઘરમાં કોઇપણ ખૂણે રજા વગર ઝેર ન રખાય ? એને બદલે પીપરમીટની ટીકડી રાખો અથવા એકાદ બે કાગદી એલચી ચગળ્યા કરો તો તમારૂં મોઢું સુગંધીદાર થશે અને વળી જગતને તમારી બ્હીક મટશે ! વારૂ; તમારી જ્ઞાતિને પેલો ગરૂડ બહુ હેરાન કરે છે, તે માટે તમે કેમ કંઇ વિષ્ણુભગવાન પાસે લાગ જોઇને વકીલાત કરતા નથી ? ગરૂડજી ઓછા હોય તેમ હવે તો દર વર્ષે અમુક ઝેરી સાપો મારવા માટે સરકાર તરફથી પ્રયત્નો થાય છે, તો તમને તમારી કોમ જગત્-પરથી ભુંસાઇ જવાની બ્હીક નથી લાગતી શું ? અમે હિંદુઓ તો એવા ક્રૂર નથી, તેની તમને હું ખાત્રી આપું છું, કારણ કે વરસના ૩૬૫ દહાડામાં ભલેને સાપ પકડીને માટલીમાં પુરીને નદીમાં વહેતા મુકી દઇએ, પરંતુ નાગપાંચમને દહાડે તો અમે હોંસે હોંસે પૈસા બે પૈસાનું દુધ પીવડાવીએ છીએ ને તલવટ બનાવી ખાંઈ નાખીએ છીએ ! પરિણામે અમારા પુણ્યનો ઢગલો એટલો મોટો થયો છે, કે એના ભારથી તમારૂં માથું નીચું કેમ નમતું નથી, એ એક અજાય-બીની વાત છે ! મામાશ્રી, પૃથ્વી નીચેથી માથું જરા ખસેડો તો મહેરબાની કરી અમને ૨૪ કલાકની અગાઉથી નોટીસ આપજો ; જેથી કરી અમે બીજે ઠેકાણે રહેવા જવાનો બંદોબસ્ત કરી શકીએ ! હવે જરા ચાંદામામાને ટેલીફોન કરજો કે અહીં આવે !

## ચાંદા મામાને ! (૧૧ ગ)

કેમ છો ચંદુમામા ? ઠંડા કેમ પડી ગયા છો ? અમારા વિદ્વાનો તો બસ દમ બાંધીને તમારાપર જ લેખો લખે છે, જ્યારે તમે પોતે તો કંઇ સ્ટેજ ગજવતા નથી ને કોઇપણ છાપામાં તમારા લેખો આવતા નથી ! આનું શું કારણ ? તમને મોઢાપર કાળા ડાઘા છે, તે મારા ધારવા પ્રમાણે આ બધા માણુસાઇ વિદ્વાનો તમારા નામપર જ શાહીના ખડીઆ ને ખડીઆ ખાલી કરે છે, તેથી જ થયા હોવા જોઇએ ! એ ડાઘ કાઢવા હોય તો અમારા બનાવેલાં સુગંધી ક્રીમો, પફ ને પાઉડર ચોપડવા માંડો. તેમ નહિ તો મુંબઇની કોઇ અપ–ટુ–ડેટ વોશીંગ કંપનીમાં ડ્રાઇક્લીનીંગ ખાતામાં એ ચ્હેરો અર્જન્ટ કહીને મુકી આવો તો ૨૪ કલાકમાં એ ધોવાઇ અસ્સી થઇને પાછો મળશે ! નાના છોકરાંઓ, નવાં પરણેલાં જોડાંઓ, અને સમસ્ત દુનિઆ તમને આટલી બધી ચાહે છે, જ્યારે મહિનામાં તમે પંદર દિવસ નોકરીપર પુરેપુરી હાજરી ન આપતાં ધીમે ધીમે ગાપચી મારતા જાઓ છો ને અમાસને દહાડે તદ્દન ગેરહાજર રહો છો, એ હવે ઠીક નથી થતું ! જો તમે રીતસર નોકરી નહિ કરો તો હવે અમારે તમને રજા આપી બીજા ચાંદા મામાને રાખવા પડશે ! અસલમાં મામાઓ કંસ હતા, જ્યારે હવેના જમાનામાં ભાણીયાઓ કંસ છે તે યાદ રાખજો. અમારી તો ઇચ્છા છે, કે કદીક કદીક ઉન્હાળામાં ભર બપોરે પણ થોડી ઘણી ઠંડક આપવા તમે આકાશમાં હાજર થતા જાઓ ! સુરજ કેમ બીચારો રોજ નિયમિત નોકરી કરે છે ? આ બાબત તાકીદની ગણી તુરત જવાબ આપશો તો તમારા નામની એક ખાસ કવિતા લખી હમણાં જ ' સૂર્યપ્રકાશ ' નામના દર અમાસે બહાર પડતા માસિકમાં મોકલી આપીશ ને તમારૂં ચિત્ર પણ છપાવીશ ! શરત ' પસંદ પડે તો માલ લેજો. જોવું મફત છે, કંઇ જબરજસ્તી નથી ' !

ઓહો હો ! માશીબા ! હજી તો મેં ઘંટડીનું બટન દાબ્યું નથી ત્યાં જ તમે હાજર થઈ ગયાં ? ભણીયાઓપર આટલી બધી કૃપા રાખો છો એ ખુશાલીની વાત છે. તમે કહેશો કે ' મુઆ, માશી શેનો કહી મરે છે ? ' તો જરા ધીરાં થશો. ચમકારો કરવાની જરૂર નથી. તમે જગતનાં માશીબા છો જ તે હું સાબીત કરી આપું. જ્યારે પણ એક નવી વહુ, સાસરેથી નીકળી પોતાની બ્હેનને ત્યાં મળવા જાય છે, ત્યારે પવનને વેગે જાય છે ને બ્હેનને ભેટે છે ; તેમ તમે તમારા આકાશના સાસરીયામાંથી ભુસ્કો મારી અમારી પૃથ્વી માતાને જોરથી ભેટો છો તો પછી તેમનાં સગાં બ્હેન તમે થયાં કે નહિ ? ને માની બ્હેન તે માશી નહિ તો શું મામો કહેવાય ? વારૂ ; આમ જેની પાસેથી બહુ સ્વાર્થ સાધવાની આશા હોય તેની સાથે નજીકનું સગપણ શોધી કાઢવામાં તો અમે માણસો બહુ હોશીયાર છીએ ; એટલે જ તમને માશીબા કહીને આખું જગત્ તમારી દાઢીમાં ( ભીંત પર રાખેલી સ્વીચમાં ) હાથ ઘાલે છે ! ને તમે પણ એ ખુશામતથી ફુલાઇને માણસને વરદાનપર વરદાન દીધે જાઓ છો. તમે રાંધી આપો છો, લુગડાં ધુઓ છો, વાસણ ઉટકો છો, નોકરનું કામ કરો છો, ગાડી ચલાવો છો, કારખાનું ચલાવો છો, દીવો ધરો છો, પવન નાખો છો: એમ બધું જ ઘરકામ ને બહારકામ કરો છો, પણ યાદ રાખજો, આ ભાણેજો તમને કાંણી કોડી પણ પરખાવવાના નથી ! હાલ તુરત તો તમે સોવાસણ છો ; એટલે જગતમાં તમે રાજ કરો છો, પણ જે દિવસે સુરજના તાપ પાસેથી માણસો એ કામ લેવા માંડશે, તે દિવસે તમને કોઇ પાંજરાપોળમાં પણ ઉભું રાખશે નહિ ! કારણ કે ત્યાં ઢોરોની જરૂર છે, નહિ કે વીજળીના સંચાની ! અને તમારા દોષોનોયે ક્યાં પાર છે ? જુઓ,

સાંભળો અને વાંચો: અમેરિકામાં તો ફાંસીએ ચઢનાર અપરાધીના તમે સમશાનનાં લાકડાં પણ ખુંચવી લીધાં છે, એ કંઇ ઓછી ક્રૂરતા કહેવાય ? લોકોની આંખો સીનેમામાં અને ૫૦૦ કેન્ડલ પાવરની બત્તીમાં બાળવામાં તમે કયાં કચાશ રાખી છે ? તમારા શિયળ રૂપી તાંબાના તારને તદન શુદ્ધ બુદ્ધિથી એક બિચારૂં કબુતર પણ અડકવા આવે કે તરત તમે તેને શ્રીરામશરણ કરો છો ! આ બધી તમારી ઘાતકી વર્તણુંક જોતાં બે ઘડી વિચાર થાય છે, કે તમારૂં હૈયું તે સ્ત્રીનું છે કે માટીડાનું ? તમને તે માશીજી કહેવાં કે માસોજી ? જરા નરમ પડો, સ્ત્રી જેવાં કોમળ બનો અને એ બધાં ઘરકામ પડતાં મુકી બીજી દેવીઓનું સંગઠન કરવાની ચળવળ ઉપાડો તો તમારૂં, તેમનું અને તમારા ભાણેજ જગત્પ્રસાદ એમ બધાનું ભલું થશે ! અને એમ નહિ તો પછી.....

( આ માશીબા તો માથાનાં મળ્યાં ! જે બત્તી નીચે હું આ લખતો હતો, તે બત્તીમાંથી માશીબા એકદમ ગુલ થઇ ગયાં અને આગળ તેમને એક પણ વેણુ કહી ન શકાય, એટલું અંધારૂં કરતાં ગયાં ! ચાલો કંઇ નહિ. તેમને સાચી વાત સાંભળવા ઇચ્છા ન હોય તો ભલે મારી વાત પાછી ! ) સર્વ નાનેરા દેવો ! ચાલો પ્રણામ છે. આવજો, કાગળ બાગળ લખજો.

## દેવી માતાઓને

પત્ર ૧૨ મો

પ્રણામ. હે મહાલક્ષ્મી મા, અંબિકા, કાલિકા, વાઘેશ્વરી, ભુવનેશ્વરી, લક્ષ્મી, સરસ્વતી, પાર્વતી, પાવાગઢી, શીતળા, વગેરે દેવોના દરબારમાં દેવોની પૂજા પામતી સર્વ દેવી માતાઓ, તમને આ બાલકના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ છે.

આપ સર્વ માતાઓમાં હું મહાલક્ષ્મી માતાને ખરેખરા હૃદયથી પુજું છું અને જો કે મારે મતે એ એક જ માતામાં બધી માતાઓ સમાઇ જાય છે, છતાં આપ સર્વ માતાઓનાં નામો જેટલાં યાદ આવે છે તેટલાં લઇ આપ સર્વને આ બારમા પત્રમાં નમન કરવા રજા લઉં છું. આમ છતાં કોઇ દેવીમા રહી જાય અને તેમને ખોટું લાગે તેમ હોય તો આપ સર્વ માતાને વિનંતિ કરૂં છું, કે તે માતાઓને મારા વતીથી કહી દેવું:—

> "ફલાણી બ્હેન, આ પૃથ્વીપરથી
> પેલા જદીયાનો કાગળ આવ્યો છે
> ને તમને સંભાર્યાં છે તેમજ પ્રણામ
> કહેવડાવ્યા છે."

આપ સર્વ માતાઓ મારો આટલો સંદેશો પડોશણોમાં પહોંચાડશો તો આપનો બહુ આભારી થઇશ.

મારી મહાલક્ષ્મી માતાને ખોળે, તેમની છાયામાં રહી આવો ખુલ્લો કાગળ લખવાની હું જે ઉદ્ધતાઇ કરૂં છું, તે માત્ર એક બાળકનાં

કાલાંકાલાં વેણુ સમજીને આંખ આડા કાન કરશો એવી આશા છે; કારણ કે છોરૂ કછોરૂ થાય છે, કંઇ માવતર કમાવતર નથી થતાં. તે ન્યાયે અમે તો તમને ગમે તે કહેવાને હક્કદાર છીએ, જ્યારે તમને ખોટું લગાડવાનો જરાપણ હક્ક નથી ને કદાચ ખોટું લાગે તોય મહાલક્ષ્મી માતાની મને છાંયા છે એટલે મારો ગાલ પકડીને તમાચો મારી શકાય તેમ નથી ! આ પ્રમાણે સુરક્ષિત સ્થળે રહીને હવે હું, આપ માતાઓને ચરણે થોડીક ચાગલાઇ કરવા રજા લઉં છું.

સૌથી પહેલાં તો આ નારીપૂજાના જમાનામાં પહેલું નામ સ્ત્રી અને પછી પુરૂષનું આવતું હોવાથી, પહેલે રાધા અને પછી કૃષ્ણ બોલાતા હોવાથી, મારે ખરી રીતે સૌથી પહેલો પત્ર આપને લખવો જોઇતો હતો. જો કે મારો સૌથી પહેલો પત્ર આદ્યશક્તિ માતાને જ લખાયલો છે, છતાં પણ બધી દેવી માતાઓમાં તે સર્વ-શકિતમાન માતાને લખ્યા પછી, પણ પુરૂષજાતિના દેવોને લખતા પહેલાં આપનું સન્માન મારે કરવું જોઇતું હતું; પરંતુ અમારા હિંદુસ્તાનમાં બૈરાંઓ માટે બહુ માન નહિ હોવાથી, મનુભગવાનના કહેવા પ્રમાણે બૈરાંઓની પુજા ડાબા પગના બુટથી થતી હોવાથી આપને માન આપતાં પહેલાં મને બ્હીક લાગી કે રખેને જુના વિચારના હિંદુઓ મારાપર ધમકીના વરસાદ વરસાવે ! વળી પુરૂષ-જાતિના દેવોને પણ ખોટું લાગે એ બીજી બ્હીક હતી ! એટલે એ બન્ની બ્હીકોને લીધે મેં આપને ૧૨ મે નંબરે પત્ર લખવાનું સાહસ ખેડયું છે, તો આશા છે, કે આપ માતાઓ મારાપર રીસે ભરા-વાને બદલે આપનાં સગાંઓ અને હિંદુસ્તાનના રીતરિવાજોપર રીસે ભરાશો.

હવે આપ મહાદેવીઓને મારે થોડુંક પુછવું છે.

સ્વર્ગમાં ઘરકામ પરવાર્યાં પછી તમે શું કરો છો, દેવો તમારી સાથે કેવી રીતે વર્તે છે, તમને ત્યાં દેવસભામાં પ્રતિનિધિ તરીકે

બેસવાનો હક્ક છે કે નહિ, મતાધિકાર છે કે નહિ, સ્વર્ગમાં તમને નારી સ્વાતંત્ર્ય કેવું મળે છે, ત્યાં સ્ત્રીઓની કેળવણીની બાબતમાં કેવી પરિસ્થિતિ છે, ટુંકમાં દેવલોકમાં સ્ત્રીજીવન કેવું છે તે જાણુવાની મનુષ્યલોકને ગંભીર જરૂર ઉભી થઇ છે. અમારા મૃત્યુલોકમાં તો સ્ત્રીજીવન જાતજાતનાં છે, કેટલીક જંગલી પ્રજાઓમાં સ્ત્રીઓનું રાજ છે, આર્ય અને મુસલમાન પ્રજામાં પુરૂષોએ સ્ત્રીજાતિને દબાવીને પોતાનાં રાજ સ્થાપ્યાં છે. જ્યારે ગોરીપ્રજામાં રાજ જો કે પુરૂષોનું છે છતાં પુરૂષોપર સ્ત્રીઓની સત્તા એટલી બધી જામેલી છે કે બ્હાર સિંહ જેવો ફરતો મીસ્ટર યુરોપીઅન મીસીસ યુરોપીઅન 'પાસે 'કાળા આદમી' જેવો થઈ જાય છે ! હવે આ ત્રણ પ્રકારના સ્ત્રીજીવનમાં એટલી બધી તાણુાતાણ ચાલે છે કે કયું જીવન સારૂં, આદર્શ સ્ત્રી કોને કહેવી તે માટે દરેક પ્રજા હજારો વર્ષથી માથું ખંજવાળી રહી છે ! આ સંજોગોમાં તમે કોઇ દેવલોકની સ્થિતિનો વિચાર કોઇ છાપામાં લખી મોકલી અમને માનવીઓને માર્ગ બતાવશો તો હું ધારૂં છું કે બધા માનવીઓની પેલી માથામાંની જુ મરી જશે ને ખજવાળ મટશે ! અલબત્ત હજારો જાતનાં માથાનાં તેલ નીકળ્યાં છે અને તે દરેક તેલ માથાની ખજવાળ મટાડી ઠંડક આપનારૂં લખાય છે છતાં મારૂં અનુમાન છે, કે એ 'તેલમાં ખરી રીતે તેલ' નથી અને માત્ર તમારા લેખથી જ એ રોગ મટે તેમ છે, મને આશા છે કે મારી આ વિનંતિપર પાણીનો કળશીયો નહિ ઢોળો !

"બાદ લખવાનું કે" ઘરેણાં પહેરવા, ફેશનેબલ લુગડાં પહેરવા માટે આપ માતાઓનો શું મત છે તે તો ખાસ જણાવજો ! કારણ કે અમારાં અનેક બૈરાંઓ જીવતા માણસો હોય તેના કરતાં બનીઠનીને હાલતી ચાલતી પુતળીઓ છે એમ કહીયે તો ભાષા વધારે શોભશે !

બાકી જેમ મથુરા પેંડા માટે વખણાય છે, શેફીલ્ડ અસ્ત્રા માટે વખણાય છે, તેમ અમારા મનુષ્ય લોકની દેવીઓ પોતાની કાતર જેવી જીભ માટે વખણાય છે એ જ્યારે તમે જાણશો ત્યારે તમે અજબ થશો ! ખાત્રી ન થતી હોય તો તમારામાંની એક દેવી માતા કોઇને ત્યાં દીકરીનો અવતાર લઇ કોઇ સાસુ નણંદની વહુ-બોજાઇ થઈ જોજો ! મને ખાત્રી છે કે તમને એ દેવીઓ " રાંડ, છપ્પરપગી, બ્હાલામુઇની " એ ઇલ્કાબોથી રોજ નવડાવશે ! આવી જીભ પર કયો મલમ ચોપડવો તે પણ જરા ધનવંતરીજીને પુછીને લખશો તો સારૂં. જો કે મેં તો એવો રસ્તો શોધી કાઢયો છે કે બૈરાંઓને એ જીભમાં પણ એક વાળી જેવું ઘરેણું પહેરાવવાથી બે ફાયદા થશે; (૧) બૈરાંઓની જીભ ચળવળતી મટશે ને તેમને નવું ઘરેણું મળવાથી તેઓ રાજી પણ થશે. મારી આ નવી શોધ માટે તમારો શું મત છે તે જરૂર લખજો.

આમ છતાં અમારી અંહીની અનેક દેવીઓ વિધવા હોય છે, ત્યજાએલી હોય છે, દુઃખમાં સબડતી હોય છે એ બધી સ્ત્રીઓની દુઃખદ સ્થિતિ જોતાં આપ માતાઓને જરા ઠપકો આપવાનું મન થઇ જાય છે કે લાખ્ખો વર્ષથી આપ આકાશમાં બેઠા બેઠા ટગર ટગર જોયા કરો છો છતાં આપની આ દુઃખી દુહિતાઓ માટે કેમ કંઇ પણ કર્યું નથી ? તમારે સભા ભરી સહાનુભૂતિના ઠરાવો પાસ કરવા જોઇએ, દેવો પાસે ડેપ્યુટેશન લઇ જવું જોઇએ, આશ્રમો સ્થાપવા જોઇએ વગેરે. તેમની ઉન્નતિ માટે કરવા ધારો તો તો ઘણુંય કામ છે. પણ તમે કશું કર્યું નથી, દેવલોકમાં તે એટલા બધા કયા ઘરકામમાં તમે રચ્યા પચ્યા રહો છો કે આટલું પોતાની જાતિની બ્હેનોનું ભલું કરવાની ફુરસદ મળતી નથી ? હવે આશા છે કે એક દિવસ રાંધવાની હડતાલ પાડીને પણ આદ્યશક્તિ પાસે આ દેવીઓનો કેસ રજુ કરવા માટે તમે બધી માતાઓ જજો અને અંહીના ગૃહ-

રાજાઓપર એકાદો હુકમ કઢાવવા ખટપટ કરજો. જો કે એ હુકમથી અહીંની સ્ત્રીઓને ગૃહરાજ્ય આપી દે એવા ભોટમામા અંહીના પુરૂષો હશે કે નહિ તે એક શંકા છે છતાં એટલું ય કરશો તો ય બસ છે અને અમારાં અનેક છાપાંઓ તમારી એ સેવા માટે તમારા ફોટાઓ અને જીવનચરિત્રો છાપી તમને કીર્તિ આપી તમારી વાહ-વાહ ગાશે ! ( અલબત્ત એ છાપાને મદદ દાખલ માત્ર ફોટાના બ્લોકનો ખરચ ને છપાઇ જેટલાં નાણું જે લગભગ ૨૦૦ થી ૩૦૦ રૂપીઆ થાય છે તેટલું તમે આપો તો તો વધારે આભારી થશે ! ) ટુંકામાં તમે હવે કંઇક પડદો છોડી આગળ પડતો ભાગ લ્યો તો સારૂં.

છેવટે એક વાત કહેવી રહી જાય છે. કહે છે કે દેવલોકમાં તો માત્ર આનંદ—આનંદનું જ સામ્રાજ્ય હોય છે. ત્યાં કોઇ પણ જાતનો દુર્ગુણ જીવી શકતો નથી. માણસોની એ ડાહી ડાહી વાતો જો સાચી હોય તો પછી આ લક્ષ્મી ને સરસ્વતી વચ્ચે આટલો જબરો કુસંપ કેમ છે તે સમજાતું નથી ! શા માટે બન્ને બેનોએ એક એકથી અબોલા લીધા છે, અને જ્યાં એક હોય ત્યાં બીજી બ્હેન સામું પણ જોતી નથી ? એ બે વચ્ચેનો કંકાસ જ્યાં સુધી નહિ મટે ત્યાં સુધી અમારા શ્રીમંતો ઢબ્બુનો ઢ રહેવાના અને અમારા સાક્ષરો ભીખારી રહેવાના એ વાત ચોક્કસ છે. ન્યાય તો જુઓ કે લઢે છે કોણ ને ભોગવે છે કોણ ?

માટે માતાઓ, નારીએળ કહો તેટલાં ચડાવવા તૈયાર છું, આખું મોઢું સીંદુર ને રાખોડીની આશકાથી રંગવા તૈયાર છું. પરંતુ હવે તો બેચાર કરોડ રૂપીઆનો વરસાદ મારે ત્યાં પડે તો હું તમને વચન આપું છું કે આવા પત્રોબત્રો લખવાનું મુકી દઇશ અને તમને કદી હેરાન નહિ કરૂં ! અરે, એક પણ લેખ નહિ લખું ! કારણ કે સરસ્વતી દેવીને પુજી પુજી થાકયો પણ કંઇ છોકરા ધ્રુવરે

રમતા ન જ થયા ! હવે લક્ષ્મીજીની પૂજા કરવાની ઇચ્છા રાખું છું તો તેમને કહેજો કે સંપ કરી બન્ને માતાઓ સમજી જાય તો ઠીક છે, નહિ તો મારે આખરે લક્ષ્મીજીને શરણે આવવું પડશે; કારણ કે અમારા હિંદીઓમાં ૧૦૦ માં થી ૯૯ માણસો લક્ષ્મીજીની જ પૂજા કરે છે જ્યારે મારા જેવા મુર્ખાઓ જ સરસ્વતીના મોરની પુંછડી પકડી બેઠા છે !

ચાલો, માતાઓ, હવે સાંજ પડી છે. તમારે દેવો વાટ જોતા હશે ને મારે દેવી વાટ જોતાં હશે; તો બોલ્યું ચાલ્યું માફ કરજો. જોઇતું કરતું મંગાવજો.

## ૩૨, ૯૯, ૯૯, ૯૭૫ દેવોને — પત્ર ૧૩ મો

**મા**નવી લોકમાં જુદે જુદે નામે પુજાતા, અમારા હિંદુ **શાસ્ત્રોના** નમ્ર મત પ્રમાણે ૩૩ કરોડ દેવો છે; તેમાંથી આગલા બાર પત્રોમાં આશરે પચ્ચીસ મુખ્ય દેવોને ખુલ્લા પત્રો લખી રહ્યા પછી ઉપલા ગણિત પ્રમાણે હવે બાકી રહેલા ૩૨, ૯૯, ૯૯, ૯૭૫ દેવોને એક-સામટો છેલ્લો પત્ર લખી નાંખ્યા વગર મારે માટે હવે ઉપાય ન હોવાથી એ સર્વ "નામ નહિ જણાયલા" દેવો પ્રત્યે આ છેલ્લો પત્ર લખું છું અને આશા રાખું છું, એ સર્વ દેવો એક જાહેરસભા બોલાવીને આ પત્ર વાંચશે, વંચાવશે તેમ જ જરૂર પડયે બ્રોડકાસ્ટ કરશે–કરાવશે, જેથી કરી સર્વ દેવોને કાને આ સંદેશો પહોંચી શકે.

સૌથી પહેલાં તો એ **સર્વેભ્યો દેવેભ્યો નમસ્કાર** કરી 'પ્રથમ સમરૂં છું ગણપતિને' અને પછી ગાડું આગળ હાંકવા રજા લઉં છું.

હિંદુસ્તાનના તેત્રીશ કરોડ માણસોના ગુણદોષ જોવા એ બહુ અઘરૂં કામ છે. જેને માત્ર ગટરોની પરીક્ષા લઇ ગાળો જ દેવી છે તેવી મીસ મેયો માટે તો એ સ્હેલું છે. પણ મારે તો બન્ને આંખ સરખી રાખી બે બાજુ–ગુણ અને દોષ–તરફ જોવાની ઇચ્છા હોવાથી આ બધા દેવોનાં નામો અને કામો જાણ્યા વગર તેમને કોઈ પણ જાતનો ઇન્સાફ આપવો તે હડહડતા ગેર ઇન્સાફ સમાન લેખાશે!

આ સંજોગોમાં મારે સામાન્ય બાબતો (generalizations) વિષે જ આપ સર્વ દેવોને પૂછાશે.

પહેલાં તો આપ સર્વ દેવો ક્યાં વસો છો, તેનાં નામ ઠામ ઠેકાણાં સહિત જાહેરખબરો આપવી જોઇએ, તે ફરજ આપ સર્વેએ અદા નહિ કરી હોવાથી તદ્દન બનવા જોગ છે કે આપની ખબરઅંતર કોઈ પણ પુછતું નથી. મને અજાયબી લાગે છે કે જે સરકાર માણસ, કુતરાં, ઉંદર, બીલાડાં વગેરે પ્રાણીમાત્રનું વસ્તીપત્રક રાખે છે તે સરકાર આ દેવોનું વસ્તીપત્રક બનાવતાં કેમ ભૂલી ગઇ છે? બીજું તો કંઇ નહિ પરંતુ હિંદનો ખજાનો જે સજ્જડ ખોટમાં છે તેને પુરવા માટે રેવન્યુ વધારવાની રીતો શોધવામાં જ દિવસ આખો વિચાર કરનાર હિંદી ખજાનચીઓ પણ કરમાંથી છટકી ગયેલી આવડી મોટી વસ્તી કેમ ભૂલી ગયા હશે? દેવો સ્વર્ગમાં અથવા જ્યાં રહેતા હોય ત્યાં સુખચેનમાં દિવસ ગુજારતા હશે અને દુઃખમાં સબડતા હિંદીઓના પૂર્વ જન્મના કર્મપર હસતા હશે તે જ્યાં સુધી તેમણે અંગ્રેજ સરકારના અમલનો સ્વાદ નથી ચાખ્યો ત્યાં સુધી! આ સંજોગોમાં અલબત્ પોતાનાં ઠામ ઠેકાણાં જાહેરમાં ન આપતાં છુપાવવવામાં જ દેવોની સલામતી છે તે હું જાણું છું છતાં પણ કરોડો ભકતો વધારે દેવોની ગેરહાજરીમાં ભક્તિ વગર જે ટળવળાટ અનુભવે છે, જેઓ ૪ કલાક ભક્તિની જ શોધમાં જીવન વીતાડવા ઇચ્છે છે છતાં પુરતા પ્રમાણમાં દેવો નહિ જડવાથી એક બે મંદિરે જ ધક્કા ખાઇને ઘેર નિરાશ થઇને આવે છે તેમની સ્થિતિ તો નજરે જોઇ શકાતી નથી! છેવટ કોઇને નહિ તો તેમને ખાતર આ સર્વ દેવોએ પડદા પાછળથી બ્હાર આવવું જોઇએ અને પોતાની ભક્તિનો મફત લાભ આ સર્વ ભકતોને આપવો જોઇએ!

વારૂ; એ સિવાય આ સર્વ દેવો આખો દિવસ શું ધંધો કરે છે તે જાણુવાની અમને ખાસ ઇચ્છા છે. કારણ કે જ્યાં માનવો

કરોડોની સંખ્યામાં છે તે દેશમાં ખેતી અને રેંટીઆ સિવાય બીજો સર્વગ્રાહક કોઇ ધંધો નથી. ગોરી પ્રજા હોય તો કારખાનામાં મજુરી કર્યાવગર છુટકો નથી. અમારા માનવીલોકમાં તો આ સ્થિતિ છે, પરંતુ દેવલોકમાં દેવો પોતાનો દિવસ કયા ઉદ્યોગમાં ગુમાવે છે, તે ઉદ્યોગ નફાકારક છે કે ખોટકારક, તે બધું જો જાણવામાં આવે તો અમને માનવીઓને ઘણું શીખવા—જાણવાનું મળશે. બાકી એ ધંધા ખાનગી હોય ને તેમાં "અંદર આવવાની મનાઇ" હોય તો તો જાણે હરિ ઇચ્છા.

ત્રીજી વાત એ છે કે જગતના અનેક દુઃખી પ્રાણીઓ માટે આ દેવોએ છેલ્લાં હજારો વર્ષમાં શું કર્યું છે તેનો હિસાબ માગવાનો મારે મતે દરેક માનવીને હકક છે. માનવસમાજ કે પશુસમાજ કે બીજી કોઇપણ જીવજંતુની સમાજના રક્ષણાર્થે કે તેમની ઉન્નતિ અર્થે આટલા બધા દેવોએ કોઇ દિવસ એક પણ પ્રવૃત્તિ ઉપાડી હોય એમ છાપાં નીકળ્યાં તે દિવસથી તે આજ સુધીમાં કોઇપણ પત્રમાં જોવામાં આવ્યું નથી. જ્યારે ખરી રીતે પ્રભુએ દેવો સર્જ્યા છે તે જીવમાત્રનું જતન કરવા માટે. એટલે તેમની એ જન્મસિદ્ધ ફરજ હતી. હવે આ કાયદામાંથી બારીકી શોધી કાઢી "**પોતાના** જીવમાત્રનું જતન કરવાનું" કામ તેમણે આજ સુધી કર્યું હોય તો પછી અલબત્ત તેમને ઠપકો ઘટતો નથી; પરંતુ પ્રભુએ એવો રબ્બર જેવો ઢીલો કાયદો ઘડયો ત્યારે જ પ્રાણીઓ દેવોનું જતન મેળવ્યા વગર રહી ગયા એ વાત સાબીત થાય છે. એટલે પ્રભુનો વાંક છે તે ચોક્કસ છે અને જો દેવલોકમાં પણ ચુંટણીનું ધોરણ હોય ને દેવોમાંથી વધુ મતે પ્રભુઓ ચુંટાતા હોય તો પછી એવો પ્રભુ ચુંટવા માટેનો અપરાધ વળી પાછો દેવોના માથાપર જ આવીને ઉભો રહે છે! મારૂં માનવું છે કે અમે માનવીઓ જે તર્કશાસ્ત્ર અને કાયદાબાજી ભણ્યા છીએ તે એવી તો સચોટ છે કે તેમાંથી ખુદ દેવો પણ છટકી શકે તેમ નથી અને

પૈસે કુબેર જેવું હશે તેમ તેઓ બધા અપરાધના સાણસામાં સપં-ડાઈને આબાદ સપડાયા છે ! હવે તેમના આ અપરાધ માટે તેમને શું કરવું જોઈએ તે માટે, હું ધારું છું કે આપણું માનવીઓનું જજમેંટ હાથ ધરવું જ્યાં સુધી—આપણે દેવ જેવા અથવા દેવનાં માથાં ભાંગે તેવા દાનવ જેવા ન થઈએ ત્યાં સુધી મુલતવી રાખીએ તો તેમાં આપણી, દેવોની અને દુનીઆની એમ બધાની જ શોભા છે !

હવે એક છેલ્લી વાત; આ બધા દેવો કયાંય ભેગા મળ્યા હોય એવું શાસ્ત્રોમાંથી જડતું નથી; માત્ર તેમની નાત એક ઠેકાણે ભરાયથી અને તે સમુદ્રમંથન વખતે અમૃત પીવા માટે. એટલે કે અમૃ-તની ઉજાણી કરવા માટે આખા ઇતિહાસમાં એક જ વખતે આ બધા ભેગા થયેલા એમ માલુમ પડે છે. અમૃત મેળવવા માટે દાનવો સાથે લડાઇ પણ થયેલી અને તેમાં જો વિષ્ણુ ભગવાને ચાલાકી ન વાપરી હોત તો દેવો જીતી શકત નહિ અને દેવો અમર બની શકત નહિ. પરંતુ ખાવા પીવા માટેની એ મારામારી, એ ખેંચતાણ દેવોને શોભા આપતી હોય તેમ હું માનું તો ય દુનીઆ મને મૂર્ખો ગણી કાઢે તેમ છે ! આ તો પેલા યુરોપીઅનો લગન બગન જેવે પ્રસંગે ખુબ ઢીંચીને, પી ને નાચકુદ કરે છે તેના જેવો જ પ્રસંગ લાગે છે. તેમાં પણ એક ચમત્કાર તો એવો જણાય છે કે દેવોએ દાનવોને છેતર્યા તો કાગડાઓ દેવોને છેતરી ગયા ને તાણાતાણમાંથી જે અમૃત ઢોળાયું તે કાગડાઓ ચાટી ગયા અને તેઓ પણ અમર બન્યા ! હવે મારે આ બાબતમાં એટલું જ કહેવાનું છે કે માનવો

ફરી ફરી જન્મી<br>
ફરી ફરી મરી જઇ<br>
ફરી ફરી માને પેટ વસી વસી

થાકી ગયા છે; અત્યારે તો જન્મ—મરણના પારાની ચઢ ઉતર શેરના બાવોની માફક દોડાદોડ થઈ રહી છે અને તેને પરિણામે ફ્રાન્સ જેવા

દેશમાં વસ્તી વધારવાના પ્રયત્નો થાય છે ત્યારે હિંદ જેવામાં પ્રજોત્પત્તિ પર અંકુશ મુકવાની વાતો થાય છે ! અલબત્ત વાતો કરનારા પોતે જ કાં તો પરણતા નથી ને કાં તો છોકરાં વધાર્યે જાય છે. પરંતુ એ બધો સંતાન-વિગ્રહ ઘટાડવા માટે માણસોને મોતના ડાચામાંથી કાયમને માટે બચાવવા માટે એ અમૃતના શીશામાંથી થોડા ટીપાં અહીં પૃથ્વીપર અમને ચોપાટીપર ભેગાં બોલાવીને વરસાવ્યાં હોત તો હું નથી ધારતો કે બાટલી ખલાસ થઇ જાત. પેલા કાગડાઓ કરતાં તો જરૂર વધારે સારો એ અમૃતનો ઉપયોગ કરત. કંઇ નહિ તો એ નમૂનાપરથી અમારા વિજ્ઞાનીઓ બનાવટી અમૃત બનાવવાની શોધ કરી કારખાનાં ખોલત અને દુનીઆમાં તેની માગણી વધી પડી હોત તો આખો દરીઓ વાપરી નાખ્યા પછી પણ કંઇ પાણીની ખોટ પડે તેમ ન્હોતી; કારણ કે સાડી જેવા કારણોએ અમારાં બૈરાંઓ આંખમાંથી જે આંસુ ટપકાવે છે તે જોતાં અમને ખાત્રી છે કે તેમની આંખો એક અક્ષયપાત્ર જેવી છે ને તેમાં અખુટ પાણીના સાગરને સાગર ભર્યા છે! પણ આ બધી યોજના તમે સ્વાર્થને કારણે ભાંગી પાડી એટલે હવે લાચારી દર્શાવ્યા સિવાય બીજો શું માર્ગ ? હજી પણ સુધરી શકે તો સુધારજો અને થોડો અમૃતનો નમૂનો ગમે ત્યાંથી મેળવીને પણ મોકલી આપશો—અથવા વી. પી. કરશો !

અમૃતની આશાએ ઝાઝું લખતો નથી, કારણ કે બહુ તાણતાં તુટવાનો સંભવ છે ! એટલે હવે આ ઠેકાણે આપ સર્વ દેવોને મારા ઝાઝા કરીને જેશ્રીકૃષ્ણ કહું છું ને ઇશ્વરકૃપા હશે તો ભવિષ્યમાં મળશું.



## છેલ્લો ટેબ્લો !

# પેશાબનાં ભયંકર દર્દોની છેલ્લામાં છેલ્લી

# અજબ શોધ!




# 'ગોનો-કીલર'

(રજીસ્ટર્ડ)

## પ્રમેહ અને પેશાબને લગતાં તમામ દરદોનો ચમત્કારીક ઇલાજ

**'ગોનો-કીલર'** પેશાબ અને ધાતુના દરદો માટે એકજ છેલ્લી દવા છે, કે જેની બરોબર કોઇપણ દવા છેજ નહિ. તેના સેવનથી દરદીને કદીપણ નાસીપાસ થવું પડતું નથી. મોટા મોટા વૈદ્યો, હકીમો, ડોકટરોની દવાઓ અને ઇન્જેકશનો લઇ કંટાળી ગયા હો, અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ અને અમેરિકન પેટંટ મેડિસિનો (દવાઓ)માં પૈસા ગુમાવી નિરાશ થઇ બેઠા હો; ત્યારે છેવટના ઇલાજ તરીકે ગોનો-કીલર એકજ બીનજોખમી વનસ્પતીક રામબાણ ઇલાજ છે. ચાહે તેટલા ભયંકર પ્રમાણમાં, ચાહે તેટલા વરસનો જુનો અથવા નવો પ્રમેહ, એટલે પેશાબ માર્ગે રસીનું વહેવું, તેમાં થતી બળતરા, પેશાબ થોડો થોડો તથા અટકીને આવવો, ગુપ્ત ભાગ (મુત્રાશય)ની અંદર આવેલો સોજો તથા થયેલા જખમ, અને સ્ત્રીઓના ભયંકર પ્રદર રોગો વગેરે પેશાબને લગતા તમામ વિકટ દરદોનો જડમુળથી નાશ કરી ખરાબ થયલી ધાતુને સુધારીને સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીઓની બાટલીની કીંમત રૂ. ૩) વી. પી. ખર્ચ જુદું.**

**એકલા બનાવનાર**
**ડો. ડી. એન. જસાણી**
૧૪૦, ગુલાલવાડી, મુંબઇ નં. ૪

TEL. ADD:— *"Gono-Killer"*

# ૯ નવી વાતો માટે

**જગત શું કહે છે—તે—વાંચોઃ—**

**(એમાંની પહેલી વાર્તા રેડીઓ-પ્રહસન તરીકે બ્રોડકાસ્ટીંગ કંપનીમાં તા. ૨–૬–૨૮ને રોજ ભજવાઇ હતી )**

**સૌરાષ્ટ્ર** ( ૨૬–૫–૨૮ )

"ધડગશલ ને ધમાલના આ યુગમાં લાંબી વાતો વાંચવાની ઘણાય-ને ફુરસદ હોતી નથી અને જીવનકલહ એટલો તીવ્ર થઇ પડયો છે × × તેથી જ 'હળવા સાહિત્ય'ની માંગ વધી છે અને હમણાં હમણાં હળવા સાહિત્યને નામે અધમ ભાવના પોષે એવા હલકટ સાહિત્યનો પ્રચાર થવા લાગ્યો છે. એ અટકાવવાની ભારે જરૂર છે. એ કાર્ય ભાઇ ખંધડીઆ જેવાનું નર્મ સાહિત્ય કરી શકે. × × જેરોમ, સ્ટીફન લીકોક જેવું સર્જન × × "

**સાહિત્ય** ( જુન ૧૯૨૮ )

" × × ટુંકી વાતોના વાસ્તવિકતા વિભાગ એમાં જણાય છે. × × બધી વાતોમાં રસ, નવીનતા, આનંદ, બોધ ને સફળ-તાના ઘણાખરા અંશ × × શૈલી રમતીયાળ અને તોફાની છતાં શાંત હોવાથી × × સુંદર ઉમેરણ "

**ગુજરાતી** ( ૩–૬–૨૮ )

" ઘણા થોડાક સમયમાં રા. જહુરાયનું નામ ગુજરાતી લેખકોમાં ઠીક આગળ આવ્યું છે. એમનું પ્રથમ પુસ્તક 'બુદ્ધિનું બજાર' ઠીક લોકાદર પામ્યું છે + + એટલો જ સફળ આ પ્રયાસ થાઓ * * "

**બુદ્ધિપ્રકાશ** ( જુલાઈ ૧૯૨૮ )

"લેખકે દુનીઆ દારીનો સારો અનુભવ મેળવ્યો જણાય છે. સંસારની ખામીઓ × × હુંશીયારી ને કુનેહથી દર્શાવેલ છે. બધી વાતે રસ પડે તેવી સુંદર + + "

**આ** ઉપરાંત પ્રજામિત્ર કેશરીએ મુક્તકંઠે પ્રશંસા કરી છે. કવિશ્રી ખબરદાર પણ ખૂબ હસ્યા છે.

# — લોહાણા વીરોની વાતો —

## જગત શું કહે છે

આનો બીજો ભાગ તે વાંચો:— પ્રેસમાં છપાય છે.

**સાહિત્ય:** ( જુલાઇ ૧૯૨૮ )

"× × આ વાર્તાઓ ઘણી સારી છે. × × પરાક્રમની વાર્તાઓ"

**શારદા:** ( જુલાઇ ૧૯૨૮ )

"આ વાતો લખીને રા. જદુરાયે લોહાણા જ્ઞાતિની કીંમતી સેવા કરી છે."

**લોહાણા હિતેચ્છુ:** ( ૫-૭-૨૮ )

"સહર્ષ વધાવીએ છીએ × × એનું મનન થાય, રોજ લોહાણા કુટુંબોમાં વંચાય, ઠામઠામ વીર વીરાંગનાની ભાવના જાગ્રત થાય ભાવના જરૂર જગાવશે."

**સૌરાષ્ટ્ર:** "લોહાણામાં વીરરસ રેડવાની નેમ સારી રીતે મૂર્તસ્વરૂપ પામે છે. ×× લોહાણા **ઉપરાંત અન્ય વાંચકોને પણ ઉપયોગી માહીતી મળશે**"

**કચ્છ સુદર્શન:**

"ભાઇ ખંધડીઆ જેટલી કુશળતાથી હાસ્યરસ ખીલવી શકે છે તેટલી જ કુશળતાથી વીરરસ પણ વિકસાવી શકે છે × × પુસ્તક રોચક અને ઉપયોગી હોઇ ઘેર ઘેર સંગ્રહી રાખવા યોગ્ય છે"

**સૌરાષ્ટ્રમિત્ર:**

"× × × રસમય અને સુંદર × × ×"

**એક પરકોમના બંધુ:** "જદુરાય એટલે લોહાણા ડાકટર મુંજે."

કાશીસ્મારક ગ્રંથમાળા: જન્માષ્ટમી બીલ્ડીંગ, ખેતવાડી, મેઇનરોડ, મુંબઇ. ૪.